# દૈવી પોપટ

યાને

# રાજ ખટપટ.

ભાગ બે સાથે,



લેખક તથા પ્રકાશક,

કુબેરદાસ ઉર્ફે ચીમનલાલ હાથીભાઈ

[illegible]



કીમત ૧૨ આના.

શ્રીઅંબે પ્રસન્નાસ્તુ.



શ્રી શારદાએ નમઃ

Huzur Deputy Collector

સ્વારથ પરમારથ વળી, સમય સીદ્ધ વહેવાર;
જરૂર જાણવા યોગ્ય એ, વાચો કરી વિચાર.

# દૈવી પોપટ

અને

# રોજ ખટપટ.

ભાગ બે સાથે.



લેખક તથા પ્રકાશક,

કુબેરદાસ ઉર્ફે ચીમનલાલ હાથીભાઇ

બ્રહ્મભટ્ટ.



આવૃતિ પહેલી. પ્રત ૧૦૦૦.

સંવત ૧૯૮૧ સને ૧૯૨૫.

( સર્વ હક્ક કર્તાને સ્વાધીન છે. )

કીમત બાર આના.

ઠે૦ ગોપીપુરા હવાડા સામે, નવી વાડી-સુરત.

સુરત લીમડાચોકમાં આવેલા મગનલાલ વનમાળીદાસના

"દેશી મિત્ર" પ્રેસમાં

નાથુભાઈ દેવચંદે છાપ્યું—સુરત.

ગુજરાત વિદ્યાપીઠ ગ્રંથાલય
અમદાવાદ
ગુજરાતી કૉપીરાઈટ-સંગ્રહ
૧૨૩૪૭

છપાવી પ્રસીધ્ધ કરનારના ગામનું ઠેકાણું

**કુબેરદાસ ઉર્ફે ચીમનલાલ હાથીભાઈ બ્રહ્મભટ્ટ**

મુ. કૈપુર—તા. ખેરાળુ—પોસ્ટ વડનગર.

હાલ મુ૦ દીલ્હી ગેટ-સુરત.

# અર્પણ.



જેની સદ્કૃપાથી

આ પુસ્તક પ્રગટ થવા પામ્યું છે,

તે

સર્વ શક્તિમાન

## પરમકૃપાળુ પરમાત્મા

ના

ચરણ કમળમાં

સમર્પું છું.

॥ શ્રી શારદાયૈ નમઃ ॥

# દૈવી પોપટ યાને રાજ ખટપટ.



## પ્રથમ ભાગ.



પ્રથમ ભાગ સમાપ્ત.



॥ શ્રી શારદાએ નમઃ ॥

# દૈવી પોપટ યાને રાજખટ.



## ભાગ ૨ જો.





# દૈવી પોપટ યાને રાજ ખટપટની મુખ્ય મુખ્ય ભુલોનું શુદ્ધી પત્ર.



| પ્રષ્ટ. | લાઇન. | અશુદ્ધ | શુદ્ધ. |
|---|---|---|---|
| ૨ | ૧૪ | છેદાય | છેડાય |
| ૧૮ | ૧૭ | પુછવા | કહેવા |
| ૨૪ | ૨૪ | માટે | મોટે |
| ૨૯ | ૧૭ | નીરતાર્ | નીરતાર |
| ૩૫ | ૫ | લુડાવિ | લડાવી |
| ૩૭ | ૪ | સામ્રજ્ય | સામ્રાજ્ય સ્થપાયું |
| ૪૩ | ૩ | તારાઓ | તમરાં |
| ૪૪ | ૧૩ | ફેડયા | ફેંધ્યાં |
| ,, | ૧૬ | કદાજ | કદાચ |
| ૪૫ | ૧ | રખાઇ | રખાય |
| ૪૭ | ૨૧ | કુમારને | કુમારતો |
| ,, | ૨૨ | ને | તે |
| ૫૪ | ૧૦ | લત | લતે |
| ૫૭ | ૩ | ના મનને | તેના મનને |
| ૬૩ | ૮ | હે | કે |
| ૬૬ | ૫ | જાતીમાં | જાતના |
| ૭૦ | ૧૫ | બનયા | બનવા |
| ૭૩ | ૧ | પંડીતે | પંડીતો |

| | | | |
|---|---|---|---|
| ,, | ૩ | કર્યો | કર્યો |
| ૮૮ | ૨૦ | રાજનેય | રાજ્યને પણ |
| ૯૨ | ૭ | ભાગવું | જાગવું |
| ૯૯ | ૧૨ | છી | પછી |
| ૧૦૪ | ૧૦ | ક | કે |
| ૧૦૫ | ૭ | ક્ષત્રીત્ર | ક્ષત્રીય |
| ,, | ,, | ... | જનમેલ |
| ૧૦૮ | ૪ | હા...છે | હા...પછી |
| ,, | ૫ | ઉડી | ફિચડી |
| ૧૦૯ | ૮ | ઘણુ | ઘણાં |
| ૧૧૬ | ૬ | ઘ્રર | ઘર |
| ૧૨૫ | ૨૦ | આય | આપ |
| ૧૨૬ | ૧ | આથે | આપે |
| ૧૨૭ | ૧૧ | અ.દમીકુ | આદમી |
| ૧૨૮ | ૨૧ | ઇનસારૂ | ઇનસાફ |
| ૧૩૦ | ૨૨ | રાખો | રખ્ખો |
| ૧૩૧ | ૫ | ધાર | ધરિ |
| ૧૪૨ | ૫ | કે | કોણ |
| ૧૪૩ | ૪ | ચંડાળો | ચંડાળો |
| ૧૫૦ | ૧૩ | આસમ | આસમેં |
| ૧૫૪ | ૧ | આની | આપની |



# અથ શ્રી શારદા સ્તુતી.



### સવૈયા.

વિશ્વ વિશે વિજયી વરદા,
હો સદાય સહાય વશી રસનાયે,
દરાસ ધરાધર ધ્યાન ધરી,
તુ કૃપાયે કરી જન સુજ્ઞ મનાયે.
સેવત દાનવ દેવ નીરંતર.
સંત મહંત ગીરા ગુન ગાતા,
દે સુભ વાણી ચહે ચીત ચીમન,
દે શીરપે કર શારદ માતા.
ભકતન ભીડ નીવારણ ભારતી,
તારક બુદ્ધ વિશુદ્ધકી દાતા,
દાસનકી પ્રતીપાલ દયાલ તુ,
બાલક જ્ઞાન ચહિ ગુન ગાતા.
નામ રટી ગુનવાન ભયે અરૂ,
નામ અંખડ રહે ગુન ગાહિ,
યુ કર કીકરપે કરૂણા,
કર દે સરપે શીશુ ચીમન ચાહિ.

श्री अंबे प्रसन्नोस्तु.

# दैवी पोपट

यानं,

# राज खटपट.



## प्रकरण १लुं.



दोहा.

अष्ट सिद्धि नवनिधि अरु, वैभव इंद्र समान,
ध्रुव समान पदवी मळे, मन वीणु तृणवत मान.

अरुणोदयनी तैयारी हती, सागरदेवनुं पाणी अवनवुं स्वरूप धारण करी उछाळा मारतुं हतुं, नगरमांथी नरनारीनां जूथो सर्व तीर्थना अधीनायक समीप आवी स्नान ध्यान करतां हतां. मंगळ शब्दनो उच्चार एटलो बधो प्रसरी रह्यो हतो के जेने सांभळी मंगळा समयनो शुं आनंद छे ते प्रत्यक्ष अनुभव थतो हतो. उत्तर तरफ आनंदगढ नगरनी

શોભા પણ ખરેખર અવર્ણનીય હતી. પશ્ચીમ દીશા તરફ એક મનોહર દેવાલય દેખાતું હતું. સોનાના શિખર ઉપર રેશમના કપડામાં જરીયન ભરતથી ભરેલ પ્રણવમંત્રનું દર્શન કરાવતી સુંદર ધ્વજા ફરકતી હતી. પણ ધજાનો રંગ ભગવો હતો. જેથી એ શિવાલય છે. એની યાદી આવતી હતી. વાહરે વાહ આજુબાજુ નાના પ્રકારના પુષ્પ વૃક્ષ અને નવપલ્લવિત લતા પર ખીલેલ રંગબેરંગી પુષ્પો જાણે નવયોવના સ્ત્રીયો સોળે શ્રંગાર સજી સાસરે જવા નીકળી હોય તેમ અનુમાન થાય છે. વળી તે નાના સરખા બગીચાની ચારે તરફ આંબા, આંબલી, લીમડા અને વડ ઈત્યાદી વૃક્ષોનો કુદરતી કીલ્લો તો ખરેખર મનને આનંદદાયકજ હતો. વૃક્ષોની ઘટામાં કલરવ કરી રહેલ પક્ષીઓનો નાદ એ ભાન કરાવતો હતો તે જાણે મંગળા સમયની શોભામાં વધારો કરવા માટે આ મૃદુ સ્વરે સંગીત છેડાય છે. હવે ધીમે ધીમે પ્રકાશ વધતો ચાલ્યો. સવિતાનારાયણે પુર્વ તરફથી પોતાના કીરણો ફેંકી સૃષ્ટીને અલંકૃત કરવા લાગ્યા. પક્ષીઓના ટોળા આમતેમ ઉડવા લાગ્યાં. બાજુમાં દેખાતા આનંદગઢ તરફથી એક મ્યાનો આવતો જણાયો. તેની ચારે તરફ સ્ત્રી મંડળ છવાયલું હતું. આ મંડળમાં તમામ તરૂણી યુવાન વયનીજ હતી. દરેકના ચેહેરાપર આનંદ તથા યોવનની છટા છવાયલી હતી. તો પછી પરદામાં બેઠેલ વ્યક્તિની કાન્તી કેવી હશે, તે જોવા ચિત્ત ખેંચાયું. માટે હે પ્રિયબંધુ વાંચક, આપણે તે પણ જોવું જોઇયે.

મ્યાનો બગીચાની અંદર ચાલ્યો ગયો. દેવાલય આગળ એક સુંદર આરસના પથરનો ચોક બનેલ હતો ત્યાં જઈ મ્યાનો ઠર્યો. અંદરથી અત્યંત લાલચોળ પાણીવાળી એક વિરાંગના ઉતરી ભરતથી ભરેલ સુંદર મખમલની સપાટ પગમાં હતી જ્યારે તેનો ચેહેરો સંપુર્ણ જોવામાં આવ્યો ત્યારે તો જોનારનુ મન શું કહે તે વર્ણન માટે રસીક જનોજ સંપુર્ણ રીતે જાણે છે તો પણ મારે એટલુ તો કહેવુંજ જોઈએ કે,

## હરિગીત છંદ.

હિરણાક્ષી વન વિચરી હશે, મૃઘમાન ખંડન કારણે,
મૃઘરાજ લંક લજાવવા, કાં તો હશે કારણ મને;
કહે કલ્પના કાં તો કરિવરને લજાવા એ ફરે,
મન સિધ થાયે ના કશું, દ્રષ્ટિ ન પલ પાછી ફરે.
છુપતી ઘટામાં કોકિલા કરી શ્રવણ મનહર નાદને,
શુક ચંચુ નાક ચહે મનોજ્ઞું કળી દાડમ દંતને;
ગણનાથ નામ વિચરે નીહાળી વદન વામા આકૃતિ.
ધરિ કેશ દ્વેષ હંમેશ ભૂતળ છે વસ્યો પન્નગપતી,
કુચ કનક કળશ સમાન છે, કશીયા અનોપમ કંચુકી;
શીર વેણીમાં વહેતી ત્રાવેણી, ધાર પર્વતથી ઝુકી,
કીરતારની કુદરત અનેરી, વર્ણવે શું માનવી.
મન ચમન ચંચળ નારીને શું કીન્નરી પરમાણુવી.

વર્ણન કરતાં તો પાર આવે તેમ નથી; માટે હવે આપણે તે જોયુ છે અને અહીં શા નીમીતે આવી છે તે

જાણુવાની ખાસ જરૂર છે. પ્રિયબંધુ આનંદગઢ નરેશ ઇંદ્રસેનની કુસુમાવતી નામની આ છોકરી છે અને તે શીવપુજનાર્થે અત્રે આવી છે. સાથે આવેલ સખીઓમાંથી એક સખી ધીરેથી બોલી કે બેન કુસુમાવતી થોડા સમયથી તારૂ ચીત કંઇ બેચેન દેખાય છે. બીજીએ કહ્યું, હા બા હવે તો પ્રથમની માફક નથી બોલતાં કે નથી હસતાં. એકદમ પૌઢાવસ્થા ધારણ કરી કે શું? બીજી બોલી ઉઠી. ત્યારે ત્રીજીયે પણ સમયનો લાભ લઇ કહ્યું કે ક્હોને બા આમ દીગમુઢ જેવા કેમ બની ગયા છો. બુધ્ધિશાળી કુસુમાવતીને આ લવારો જરાયે ગમતો નહતો પણ જો ચીડાય તો સખીઓ વધુ ચીડાવે તેથી ધીમેથી સભ્યતાપુર્વક જવાબ દીધો કે બેનો હમણાનું મારૂં મગજ એવું થઇ ગયું છે. તે સાંભળતાંજ એક સખી ઉતાવળી થઇ બોલી ઉઠી. હા બા હા, બળ્યું એ તો એ દરદજ એવું કઢંગું છે. સખીઓ કોણ જાણે તમે શું લવારો કરે જાઓ છો; તેમાં મને તો જરાયે ગમ પડતી નથી; માટે મહેરબાની કરી માથાફોડ છોડી દો. તેને ચીડાતી જોઇ બધી સખીઓ હસી પડી જેથી રાજકુંવરી એકદમ રીસાવાનો ડોળ કરી ચાલવા માંડી. તે જોઇ, એક સખી બોલી બેન રીસામણા મનામણા તો રશીયા પાસે શોભે. સખીઓમાં નહિ હોં કે. બીજી કહે એ તો અભ્યાસ કરી જુવે છે કે, પ્રથમ પતિમીલન આ પ્રમાણે કરીશ. હવે તેમાં ભૂલ ચૂક આવે તે સુધારવાનું કામ આપણું છે. તે સાંભળતાંજ ચીડાયેલ મુખાર્વીંદથી કુસુમાવતી બોલી હું જેમ નથી બોલતી તેમ તમોએ તો જબરૂં જોર માંડયું છે. હું સાફ ના

કહું છું કે હવેથી એ તમારાં ટાયલાં મને ન સંભળાવશો. વળી એક સખી શબ્દરૂપી બાણ શરૂ કરવા સારૂ ઓહોહોહો.... એટલું કહી આગળ કંઇ કહે તે પહેલા બીજી બોલી, અલી રહેવા દેને એમને ના ગમે તો પછી આપણે બોલવાનીજ શું જરૂર છે. જવાબમાં જણાવ્યું કે જા જા ઘેલી એ ભાવ હું બરાબર જાણું છુ. આપણી વાતોથી એ તને ચીડાતી દેખાય છે. પણ અંતરમાં તો ટાઢો શેરડો પડી જતો હશે. રાજકુમારી કંટાળી ગઈ હાથ જોડી કહેવા લાગી કે, હું તો તમારથી હારી; છતાં પણ સખીઓએ તો ઠઠ્ઠાબાજી શરૂજ રાખી. અલી આમ વાતની વાતમાં ચીડાય છે શાની? બીજીએ જવાબ આપ્યો જારે જા મુઈ ગાંડી એટલુંએ ન સમજી કે ! બીજીએ જવાબ વાળ્યો કે શું ? જો સાંભળ;

## મનહર.

પ્રભાતે ઉઠીને ખાંતે ખેલવા શીકાર કોઇ
ધરિને ધનુષ્ય કોઇ વિચરે અરણ્યમા.
ખુબ કરે ખોળ અથડાય આમ તેમ પછી
થાકી થાય થંભ ચોંટે ચરણ ધરણીમાં.
અન્ન જળ વિના અકળાય પ્રાણ અતિ ઘણા
આંજાઝુંઝાં આંખે આવે ચુકે વિચરણમાં.
ચીમન ચતુરા તણા ચીતની છે રીત એવી
તન માંહિ પ્રાણ બાકી એટલું મરણમાં.

અરે વાહરે વાહ તું તો બડી ચાલાક છે. જોને વાત પણ કવિતામાંજ કરે છે.

ત્રીજીએ કુંવરી સામે હાથ લંબાવી કહ્યું કે, આ વાત સાથે એ વાતનો સંબંધ શું.

બીજી કહે કેમ નહિ જો,

## દોહા.

ભ્રવર કબાનરૂ સર નયન અવઘટ જોબન પાશ
જે કંડે જઈને પડે છુટવાની નહિ આશ.

વળી એક જણી બોલી અરે ઘેલી એમ નહિ,

અધર ઝરણ અમૃત તણાં નયનામૃત સુખદાઇ
પુન્યશાળી નરને મળે કાળ તણો ડર જાઇ.

પ્રિય વાંચક આ ઉપમા તેને યથાર્થ હતી. હવે તેટલામાં મંદીર તરફથી એક બ્રહ્મકન્યા આવી આશીશ દઈ કહેવા લાગી કે રાજદુલારી પુજનનો સમય વિતી જાય છે. માટે જલદી પધારો. સર્વ સાહિત્ય તૈયાર છે. તે સાભળી રાજકુમારી બોલી.– હાશ ઠીકજ થયું કે આ રાંડોના સંતાપથી છુટી એમ કહી ચાલવા માંડી. પાછળથી એક સખી દોડતી આવી તેનો પાલવ પકડી લાંબા સ્વરથી બોલી હા બા હા, એ તો પીટયું એમજ લાગે છે,

## સોરઠો.

જેને શીર અરિ કામ, સકળ બળે સર ફેંકતો,
તેને નહિ આરામ, વ્યાકુળ થઈ નીશદીન ફરે

રાજ કન્યા કહે હું વારંવાર તમોને તિરસ્કારૂં છું છતાં પણ તમને શરમ આવતી નથી. સખીએ જવાબ દીધો કે બા સાહેબ શરમથી કાંઈ સંસાર નભતો નથી. બ્રહ્મકન્યા દેવળમાં જઇ પાછળ જોવા જાય છે તો કુસુમાવતી તો હજુ જ્યાંની ત્યાંજ હતી તે પાછી બબડતી બોલાવા ચાલી.

દાન ધર્મ અભ્યાસ પુજન થાય પ્રભાતમાં
તો ફળદાઇ આશ જો સાધે સમઝી સમય
કોટી દેતાં દામ સમય ઉપર જો ના મળે
સમય જતાં ના કામ કોડી કીંમત ન મળે

વારૂ ચાલો એમ કહિ રાજકન્યા આવનાર બાઇ સાથે દેવળમાં ગઇ અને સખીયો પણ એક પછી એક દેવળમાં ગઈ. દરેક બાળાઓ બે હાથ જોડી શંકર પાર્વતીની સ્તુતી કરવા લાગી.

## મનહર.

બેદ પુરાન પ્રમાન ન જાનત પામત અંત ન ચંદ્ર દીનંકર
એક અનેક અનેક કહાવત અંગન રંગન ભંગ દીગંબર
ભુધર ભુપર ભુચરમે ભવતારક મારક તાત વિશ્વંભર
તું ધર કીંકર કૌકર શંકર ચીમનકો સુખ સર્વ શીવંકર

પુજા પાઠ થયા બાદ બ્રહ્મકન્યાને એક પછી એક ચરણ સ્પર્શ કરવા લાગી. બ્રહ્મકન્યા આશીવાદ આપતી જતી હતી. પછી કહ્યું કે રાજ કુમારી હવે સખીઓ સાથે એક સુંદીર ગરબો ગાઓ કે

જેથી દેવી ભગવતી આપને મનવાંછીત વર આપશે. એક સખી વચ્ચે બોલી કે, હમારાં બા સાહેબના મનમાં ઇચ્છા હોય તો પણ માત્ર એટલીજ છે કે, રાજકુમારી શરમથી નીચું જોઇ ગઇ. અને પગના અંગુઠાથી જમીન ખણુવા લાગી. તેને શરમાતી જોઇ વિપ્ર બાળા નજીક આવી કહેવા લાગી કે, રાજદુલારી દેવી પાર્વતી દયા કરશે અને તને ચોગ્ય પતિનું મીલન જલદીથી થશે.

એક સખી વળી વચ્ચે બોલી ઉઠી કે હે ભગવતી આદ્ય શકિત આશાપુરી, અમારા બા સાહેબને ચોગ્ય ભરથારનો મેળાપ કરાવી તેમના મનનો વિયોગ દુઃખરૂપ સંતાપને દુર કરજે.

રાજકુમારીના મોંઢાપર શરમના શેરડા પડવા લાગ્યા. આ દેખાવ રસીક જનોની આતુરતા વધારે તેવો હતો. ખરેખર રૂપ છે તે પણ એક જાતનું ધન છે. કોણ જાણે શું કારણ હશે કે ખુબસુરત માણસપર કુદરતીજ પ્રેમ ઉત્પન્ન થાય.



# પ્રકરણ ૨ જું.



## અંતરીક્ષવાણી.

વિણા યંત્ર સાથે જેમ સાક્ષાત ભગવતિ શારદા ગાન કરતી હોય તેમ મૃદુનાદથી પ્રથમ રાજકુમારી ગરબો લલકારતી હતી અને પછી દરેક બાળાઓ બોલતી હતી.

### ગરબો.

અંબે આશાપુરી વાઘેશ્વરીરે આદ્ય શક્તિ તું એક
ધર્યાં રૂપ છે અનેક એ....ચૌદે બ્રહ્માંડમાં તું છે વશી ૧
ખડગ ખપ્પર કરમાં ગ્રહિરે કરી દેવોની વાર
હણ્યા અસુરો અપાર એ....ચૌદે— ૨
રૂધિર રેલમાં રમે છે ભુતડાંરે ભખે દૈત્યોના હાડ
કરે ચોસઠ લલકાર એ....ચૌદે— ૩
જબર જંગમાં ભળાય ભેરવોરે અસી વિદ્યુત સમઝાય
નાદ ત્રીભૂવનમાં થાય એ....ચૌદે— ૪
શીશ ગયાં ઘણાં રૂંઢમાળમાંરે બીજાં યજ્ઞમાં હોમાય
સકળ સુર કરે જયકાર એ....ચૌદે— ૫
ચંડી પ્રચંડ યુદ્ધથી હયોરે સર્વ ભૂમિનો ભાર
શાન્તિ ચમન ચીત અપાર એ....ચૌદે— ૬

ગરબો પુર્ણ થતાં બ્રહ્મકન્યા બોલી રાજબાળા આમ આવો દેવી પાર્વતીને નમન કરીને કહો કે માજી મારા મનના કોડ પુરા કરજે. રાજકુમારીએ પ્રેમસહ કહ્યું કે હે દેવી પાર્વતી, આ દીન બાળાની અર્જ સાંભળજે અને મારા મનના કોડ પુરા કરજે. તેટલાજ શબ્દો બોલતાંની સાથે ઘુંમટની પોલાણમાંથી ગણગણતો અવાજ કાલાકાલા શબ્દોમાં સંભળાયા. દીકરી, તારી મનોવાંચ્છના સફળ થશે. કાલે સવારના સુર્યોદય સમયે સમુદ્રની મધ્ય વચ્ચેથી એક નવયુવક આવશે. તે દેવાંશી છે. મનવેગી નામના ઘોડા ઉપર બેઠેલ હશે. તે ઘોડો જેમ જમીનપર ચાલે છે તેમ પાણીમાં પણ ચાલે છે. એક સુવર્ણનું સુંદર પાંજરૂ કે જે સાચા મોતીથી અલંકૃત થયલું છે; તેમાં એક દેવી પોપટ છે. એ પોપટ એક સીદ્ધ યોગીરાજનો છે. તે પોપટ ઘણો વિદ્વાન છે. ઘોડો પણ દેવાંશીજ છે. પણ તે ઘોડો અને યુવક એ બંનેની ઉત્પત્તી સ્થીતીનો જાણનાર એ પોપટ છે. કુમાર ઘણો શાણો અને ક્ષત્રીકુળ કાર્યને શોભાવનાર છે. તે સાંભળી એક સખી બોલી હેં શું તે પુરૂષનું ક્ષત્રીકુળ છે. હા, ક્ષત્રીઓમાં પણ ઘણા ઉત્તમ કુળનો છે.

આ શબ્દોથી રાજકુમારી બહુજ ખુશી થઇ કે જેની ખુશાલી તેનું મનજ જાણી શકતું હતું. થોડી વાર સર્વ રીતે શાન્તી ફેલાઇ પણ એટલામાં તો એક સખીં બોલી: અલીઓ ચાલો ચાલો, મહારાજા ઇંદ્રસેનને આ વાતની વધાઇ આપીયે. હા હા ચાલો કહી એક બે જણીયો તો ચાલવાજ માંડી. રાજકન્યા પણ ઘર તરફ જવા સારૂ બીજી સખીઓને સંબોધી કહેવા લાગી કે

મ્યાનાવાળાને સાવધ કરો. તે સાંભળી બ્રહ્મકન્યા બોલી કે કુસુમાવતી બેન આજની ખુશાલીમાં મારી દક્ષીણા તો રહીજ ગઇ અને બીજી પણ એક વાત કહેવાની હતી. કહોને શું કહેવાનું છે? રાજકુંવરીએ કહ્યું. બ્રહ્મમાળા બોલી કે બા આજે આપને શુભ વરદાન મલ્યું તેની ખુસાલીમાં એક ચોરાશી કરો તો આપને ઘણોજ આશીર્વાદ મળશે. ભલે કહી રાજકુમારી ચાલવા માંડી પણ મોઢાના ભાવ એમ કહેતા હતા કે, જાણે તે બાળા મોટા તર્કવિતર્કના ગોટાળામાં પડી ગયલી છે. તે જોઈને બ્રહ્મકન્યા કહેવા લાગી કે કેમ બેન શું વિચારમાં પડી ગયાં? ત્યારે કુસુમાવતી બોલી કે, વિચાર તો એ આવે છે કે આ વાતપર મારા પિતા ઇંદ્રસેન વિશ્વાસ રાખશે કે નહિ તે એક ગંભીર પ્રશ્ન છે. આપ જરાએ ચીન્તા કરશો નહિ. હું હાલજ દરબારગઢ તરફ જાઉં છું. અહિં બનેલ સર્વ બીનાથી તમારા પીતાને નિવેદન કરીશ અને લગ્ન મંડપ રચાવવાની તૈયારી પણ કરાવીશ. એ પ્રમાણે રાજકુમારીને ધીરજ આપતાં બ્રાહ્મણ કન્યા બોલી. ફરી કુંવરી બોલી તે બધું તો તમો કરશો પણ કાલેજ લગ્નનું મુહુર્ત કયાંથી આવશે. કુંવરીના આ શબ્દો સાંભળનાર વિપ્ર કન્યા સમજી કે રાજદુલારી વરઘેલી બની છે. અત્યારે એના મનને કંઇ ચેન પડતું નથી. વાતચીત પણ તેનીજ ગમે છે, પછી જરા બોધક શબ્દોમાં બ્રાહ્મણની દીકરી કહેવા લાગી કે બેન વરઘેલી વનીતાઓના વિચારો એવાજ હોય છે. પણ લગ્ન એ કાંઇ છોકરાના ખેલ નથી. લગ્ન થવા પ્રથમ ઘણું ઘણું સમજવાનું છે. તેમાંથી

કાંઇ આપને યાદ છે. કુંવરીએ કાંઇ જવાબ ન આપ્યો. જેથી પાછું તે બાઇએ બોલવાનું શરૂ કર્યું. જો આપ ન જાણતાં હો તો તે વાતથી વાકેફ કરવાનું કામ હમારૂં છે. સ્ત્રીને પતિ એજ પરમેશ્વર. દેવ, અગ્નિ અને વેદની શાક્ષીયે જેનો કર ઝાલ્યો તેજ આર્ય રમણીનો ભરથાર. તેની ઇચ્છા એજ પત્નીનું કર્તવ્ય. ભરથાર ગમે તેવો હોય પણ તેને પરમેશ્વર રૂપ માની તેની પુજા કરવી. પતિભકિત એજ સ્ત્રીઓનું ભૂષણ છે. પતિ માટે આર્યભૂમિપર સતી સ્ત્રીઓએ શું શું કાર્ય આદર્યાં છે. તે ચીત્ર શ્રવણ કરો. તેવા ગુણોને ધારણ કરો, પતિ ભકિતથી સતી ચાહે તો એક વખત આખા બ્રહ્માંડને પણ ડોલાવી શકે છે. નળ જેવા રાજવીને જ્યારે કળીએ અનેક કષ્ટો આપ્યા છતાં સતીયે સાથ ન છોડયો. કળીરાજ પોતાની સર્વ શકિત અજમાવી ચુકયો પણ પતિભકિતનું કવચ ધારણ કરી પૂરનાર મહાદેવી દમયંતીના મનોભાવને ફેરવી ન શકયો. તે પ્રભાવ પતિભકિતનોજ છે. સતી વૃંદાને છળવા વિષ્નુ ભગવાનને પણ મોટો પરિશ્રમ વેઠવો પડયો છે. ભીખ માંગી પેટ ભરી પતિની સેવા કરનાર સતી એમ માને છે કે ઇંદ્રનો વૈભવ તો મારા પતિના ચરણમાંજ છે. પતિ રોગી, ગાંડો, કાંણો, આંધળો, લુલો, દુરાચારી અગર ગમે તેવો હોય પણ સતીએ તેનું એક ચિતે ધ્યાન ધરવું. તેનેજ પોતાના ભવોભવના સાથી શીરોમણી અથાત એનાથી દુની-યામાં કંઇજ પ્રીય ન હોય તેવા માનવા. સતી સાવિત્રીયે પોતાના પતિવૃતના પ્રભાવથી યમરાજને અટકાવ્યા હતા. કાળ કોઇને

પણ છોડતો નથી. પણ પતિવૃતના પ્રભાવ આગળ તે લાચાર થઈ ગયો હતો. પતીની આજ્ઞા ન માનનાર સ્ત્રીઓ ભવોભવ દુઃખી થઇ સૈ સૈ નરકે જાય છે કે જેનો પૂરી ઉદ્ધારજ થતો નથી. માટે દરેક સ્ત્રીની એ ફૂર્જ છે કે પતિ ક્રોધી હોય તો તેને નરસિંહરૂપ માનવા, પતિ લંપટ હોય તો તેને કૃષ્ણરૂપ માનવા, પતિ મુઢ હોય તો તેને બુદ્ધાવતાર માની પુજવા. અન્યનું કથન સાંભળી સ્ત્રીને તજી દેનાર પતિ હોય તો જેમ ધોબીના કહેણપર સતી સીતાને વન મોકલનાર રઘુરાય સમાન માનવા, પણ ભુલેચુકે જાણીને કે અજાણથી પતીને કુવચન ન કહેવાં. જાગૃત સ્વપ્ન કે સુસુપ્તી અવસ્થામાં પતિ શીવાય અન્ય પુરૂષ તરફ ભ્રાતૃ ભાવથી જોવું. કાયીક, વાચીક, માનસીક ત્રણે પ્રકારથી પતી શીવાય અન્ય પુરૂષની સાથે હસી ખુશીથી વાતચીત કરવી નહિ. પતિ ઘેર ન હોય તે સમયે શ્રંગાર અગર સુવસ્ત્રો પણ ધારણ ન કરવાં. સતી સોનરાણી હાડા ક્ષત્રી કુળવધુ અને સોઢા રજપુતની દીકરીએ કેવું કઠીણ પતીવૃત પાળ્યું છે. પોતાનો સ્વામી દીલ્લી તખ્તની નોકરી કરવા જાય ત્યારે છ માસ સુધી છાશ અને જુવાર એક ટાઇમ જમતી. અંગે સુવસ્ત્ર કદી પણ ધારણ કરતી નહિ અને સંકટ આવ્યું તોપણ કેવું ધીરજથી નીવારણ કર્યું; તેવી સતીઓને ધન્ય હો. પ્રાતઃસમયમાં જેના નામનો ઉચ્ચાર કરી માણસો સુપ્રભાત મનાવે છે તે પણ પતીવ્રતના પ્રભાવથીજ. આચાર મયુષ નામના ગ્રંથમાં કહ્યું છે કે,

અહલ્યા, દ્રૌપદી, સીતા, તારા, મંદોદરી, તથા
પંચકંના સ્મરે નીત્યં, મહા પાતક નાશેનં.

માટે હે કુમારીકા પ્રથમ આ કાર્યનો ઉમંગ ધારણ કરજો. દેવી આપનું કહેવું સત્ય છે. રાજકુવરીએ બોલવું શરૂ કર્યું મને મારા માજીએ પણ પ્રથમ એક વખત સંભળાવ્યું હતું કે પતીથી વિરૂદ્ધ વર્તનારી આ જન્મે નીંદાને પાત્ર થઇ મરણ બાદ આંધળી ચાકલુડ અર્થાત ઉંધે મસ્તકે ઝુલનાર વાગળ થાય છે અને તેના ભવોભવ તેવા જાય છે. એક બાઇ પોતાના પતીની સેવામાં હતી અને ત્યાં ખાસ પરમાત્મા આવી કહે છે કે ધન્ય છે તારી પતીભક્તીને. ઉઠ મારી પાસે વરદાન માગ. પણ તે સ્ત્રીએ ભગવાનના સામું પણ ન જોયું. જ્યારે ભગવાને પુછ્યું કે હું સાક્ષાત ઈશ્વર છું તું મારા સામું તો જો. એ બાઇએ જવાબ આપ્યો કે મહારાજ જે કાર્યથી આપ ચાલી ચલાવી મારે ત્યાં પધાર્યા તે કાર્ય તજી દઉં? તે સાંભળી ભગવાને તેને ઘણોજ ધન્યવાદ આપ્યો. એ રીતે અનેક દ્રષ્ટાંત સીદ્ધાંત મારા માજી પાસેથી મને જાણવામાં આવ્યાં છે અને બાકી હોય તે આપ કાયમ મારા મહેલમાં આવી મને સંભળાવતાં જજો. એટલે આપ કૃપાયે સર્વ સારા વાના થશે; લ્યો હવે મને રજા છે.

ભલે પધારો કહી બ્રહ્મકન્યાયે આશીર્વાદ આપ્યો, અને કુંવરીએ બ્રહ્મકન્યાને દક્ષિણા આપી મ્યાનો તૈયાર હતો ત્યાં આવી પોતે અંદર બેઠી. સખીઓ સર્વે ગાની ગાતી પાલખીનાં ફુમતાં ઝાલી આજુબાજુ ચાલવા લાગી. થોડીવારમાં તેઓ નગરમાં જઈ પહોચ્યાં,



# પ્રકરણ ૩ જુ.

## દશેરાની સ્વારી.

મંગળ દીન આનંદ અતિ કોણુ રંક ને રય
ઘરઘર મંગળ આચરણ જનજન મન ઉભરાય.

આજે વિજયાદશમી હોવાને લીધે ઘરોઘર આનંદ છવાયો હતો. રાજ મહાલય તરફ નજર કરતાં ટકોરખાનાના મધુર શબ્દો કાનને ઘણોજ આનંદ આપતા હતા; સવારી નીકળવાની તૈયારી હતી. એક તરફ રાજા ભુપતસીંહની રાણી યશોમતીના મહેલમાં તો જાણે આનંદની અપ્રતીમ મુર્તિજ જાણે ન સ્થપાઇ હોય તેમ લાગતું હતું; તેનું કારણ એજ હતું કે કુમાર વિજય સિંહનો જન્મ દીવસ પણ આજેજ હતો. કુંવરના જનમ પહેલા તે રાણી અણુમાનીતી હતી પણ જે સુખ અને દુઃખમાં ઇશ્વર ઉપર આધાર રાખી વીચરે છે તેનો અંતે વિજય થાય છે. કુમાર વિજયસીંહની કાન્તી ખરેખર અલોકીકજ હતી. મૃગ સમાન આંખ, દીવ્ય તેજસ્વી મુખાકૃતી, ઉંચ લલાટ અને વધારે શું કહું; પણ પુરૂષો કોઇકજ તેવા રૂપાળા હશે! તેની માતા તેનું મુખ જોઇને ત્રણ ભુવનનું સુખ અનુભવતી હતી. કુમાર વિજયસીંહે જાતે ઉછેરી મોટો કરેલો અશ્વ આજે ચડવા લાયક થયો છે જેને આજેજ તૈયાર કરવા નોકરને હુકમ આપ્યો. દશેરાની સ્વારીમાં રેવંત ખેલાવવા સઘળાએજ કુમારને કહ્યું. દાસી પાસે વસ્ત્રાલંકાર મંગાવી રાણી યશોમતિ

પોતાના પુત્રને ઉમંગભેર તૈયાર કરવા લાગી. છેવટે તલવાર બંધાવી સાફો બાંધવો શરૂ કર્યો, તેપર કલગી મુકાવી કુંવરને અલબેલા કનૈયા સમાન સણગાર્યા પછી તેનાં વારણાં લઇ એક મધુર ચુંબન કર્યું, કુંવરે ચાલવા માંડયું એટલે એક સુવર્ણ પીંજરે બેઠેલ પોપટ બોલ્યો કુંવર સાહેબ અશ્વ નવો છે અને આપ પણ નવા જેવાજ છો એટલે જરા સંભાળજો. લોક હસે નહિ તો સારૂ. વારૂ કહી કુંવર જવા લાગ્યો ત્યારે ફરી પોપટ બોલ્યો જરા ઉભા તો રહો મારી એક વાત સાંભળો. ગંગારામ પોપટ કંઇક આગળ બોલવા જાય છે તેટલામાં તો એક સેવિકા આવી કહેવા લાગી કે બાપુ સવારી તો કયારનીએ નીકળી ચુકી છે અને આપ તો હજુ અત્રેજ છો કે ? તે સાંભળી કુંવર ઉતાવળે રેવતંપર સ્વાર થઇ રવાના થયો. આ વખતે સવારી કીલ્લાના દરવાજા નજીક આવી હતી. વિજયસીંહે જલદીથી મળવા ધારી ઘોડાને પુર જોશમાં છોડી દીધો. રસ્તામાં ભુપતસીંહની નવી રાણીના મહેલ આગળથી ઘોડો પુર જોશમાં વિજળીના જબકારા માફક રવાના થતો જોઇ નવી રાણી વિલાસવતીએ પુછયું દાસી આ કોણ ? દાસીએ કહયું બા સાહેબ એ તો આપનો ઓરમાન પુત્ર વિજયસીંહ છે. પોતાને વાર થઇ હશે અને સવારી આગળ ચાલી ગઇ માટે જલદીથી ગયો. વિલાસવતી કાષ્ટવત થઇ ગઇ. તેની આંખ માંથી જાણે અંગારા વરસતા હોય તેમ દેખાતું હતું. ક્રોધાવેશમાં તે બોલી કે અહાહા ! શું આવો તેજસ્વી છે. મને શંકા હતી કે રાજાના મોંઢે ઘડીઘડી વિજયસીંહના વખાણુજ સંભળાય છે.

અને મારા કુમારની તો વાતજ કરતા નથી. પણ તે શંકાનું આજે નીવારણ થયું પુરેપુરૂં સમજાયું કે મારો કુમાર જરા સ્યામ રંગે છે અને આ જરા ખુબસુરત છે. પણ ફીકર નહી તેવી ખુબસુરતીનો નાશ કરી રાજાનો તેના પ્રત્યેનો મોહ સદાને માટે દુર ન કરૂં તો હું સ્ત્રી શાની ? દાશી તું કઇ યુકતી બતાવીશ. બા સાહેબ, જલદી બંદોબસ્ત કરો નહિ તો રાજાજી તો એનેજ ગાદીયે બેસાડવાના છે. હા એમ કે ? ઠીક છે ઠીક, રાણીએ ગુસ્સાથી કહયું. દાસી કહે છે કે બાઈ મન એક યુકતી યાદ આવે છે કહો તો કહું. રાણીએ તે વાતમાં પોતાની સંમતી જાહેર કરી કહેવા લાગી કે શું છે કહે જોઉં ? ત્યારે દાશી બોલી કહું તો ખરી પણ બાઈ આ વાતની રાજાને જાણ થાય તો મારા તો ગૃહકુટુંબ સહિત બારજ વાગી જાય. અરે તું શાની ડરે છે ? એ વાતથી તારે નિડર રહેવું. સ્ત્રીનો ભેદ સમજવા હજી કોઈ માઇનો પુત્ર જન્મ્યોજ નથી. માટે નિઃશંકપણે કહે.

દાસીએ રાણીની આતુરતા વધારવાનો પ્રયત્ન કરવા કહ્યું કે, યુકિત તો એવી છે કે જેમાં એ વિજયનો એકદમ ક્ષય થાય. રાણી યશોમતિનું પણ કાસળ નીકળી જાય. અને આપણી ધારેલ ધારણાઓ પણ સફળ થઈ જાય.

રાણી બોલી ! પણ મારા વાલાજીને ગાદી મળે તેવો ઘાટ થવો જોઇએ હોં ! હા, હા, એ બધુંએ થાય પણ ? —તેને બોલતી અટકાવી વચ્ચે રાણી બોલી ઉઠી, પણ શું ? તને ન્યાલ કરી દઇશ.

એની કંઇ ચિંતા નથી. બાસાહેબ ! આપની મહેરબાની હોય એટલે અમારે તો સર્વે આનંદ ! . . .

રાણી બોલી:-જો દાસી આ કાર્ય સધાય તો મારો કુમાર વાઘાજી યુવરાજ અને હું રાજમાતા અને તું મારી માનીતી સલાહકાર દાસી. પછી શું ? બોલ.

દાસીએ રાણીને પ્રપંચ પાઠ ભણાવવો શરૂ કર્યો.

સ્વારી થકી નૃપ આવતા દેખીને, ખેલીયે ખેલ અલોકીક આજે,
નારી ચરિત્ર કહું તે કરો તો, નકી ભૂપ તખ્ત તું પુત્ર બિરાજે.
આવત દેખી અબોલ રહો, અનતોલ ઉદાસીન ભાવ બતાવો,
વાક્ય તણી ચતુરાઈ કરી, ચિત્ત ચીમન ભુપના ફેરવું ભાવો.

તો તો તને મોં માગ્યા ઈનામ આપું. જો રાજાના હાથેજ એ કાર્ય થાય તો. એમ રાણી બોલી. પછી દાશી રાણીને વધારે ઉત્સાહી બનાવવા કહેવા લાગી કે, અરે બાઈસાહેબ, સ્ત્રી દુનિયામાં ન કરી શકતી હોય તે કાર્ય માત્ર પુત્ર ઉત્પત્તિનુંજ છે. બાકી એ શિવાય તો જગતમાં તમામ કામ સ્ત્રી કરી શકે છે. બલકે બીજા કોઈથી પણ ન થઇ શકે એ કામ સ્ત્રી ચરિત્ર કરે છે. સ્ત્રી ચરિત્ર આગળ દેવ, દાનવ અને માનવ એ ત્રણે લાચાર છે.

રાણી અધીરી બની પુછવા લાગી કે, પ્રિય સખી, તુંજ ખરી વફાદાર છે. મારા દુઃખમાં ભાગ લઇશ તો હું વચન આપું છું કે, જરૂર તને સુખની ભાગીદાર બનાવીશ. અત્યાર સુધી રાજા જેનું નામ પણ લેતા નહોતા; તે હાલ પટરાણી થઇ પડી છે. એ મારાથી કેમ દેખી ખમાય તુંજ કહે કે, ઈર્ષા ન થાય ?! . . . . . . . .

કેમ ન થાય ? એ તો તમો મોટા લોક વાતને છુપાવી રાખો. બાકી મારા જેવીને આવો ઘાટ બને તો, મેં તો ક્યારનીયે ચોટલો ઝાલી પીંખીજ નાંખી હોય.

રાણી નિશ્વાસ નાંખી બોલી:-હા, બેન હા, મને પણ ઘણુંએ જોશ ચડી આવે છે; પણ શું કરૂં ? કંઈ ખુલ્લી રીતે થોડુંકજ કાર્ય થાય તેમ છે. એમાં તો તારા જેવી ચતુર સખીની મદદ હોય અને સાવધતાથી કાર્ય થાય તોજ બાજી સુધરે, નહિતર ઉટીયાનું કુટયું થઇ જાય. અને સાથે ઇજ્જત પણ જાય. માટે આ કાર્ય તુંજ મને કરી આપ. તેની કદર હું બરાબર કરીશ.

સાંભળો બા, આજે સવારીથી મહારાજા પધારે ત્યારે તમે રૂશણું લેજો. ગમે તેમ થાય પણ બોલવુંજ નહિ. પછી જુઓ કે હું કેવો રંગ જમાવું છું.

પણ જો જે હોં ! કાંઇ અવળું ન થાય. રાણીએ ભલામણ કરી. ત્યારે દાસી બોલી: અરે મારા પાસા ફેંકેલા બ્રહ્માજી પણ ઉલટાવે તેમ નથી. તમે શા માટે ડરો છો ? વારૂ, ત્યારે તું કહે તેમ કરવા તૈયાર છું.

પણ બા, મારા છોકરાનાં લગ્ન કરવા છે. માટે મને હાલમાં નાણાંની જરૂર છે. દાસીએ સમય સાધવા માંડયો. રાણીએ પણ મોટી ખુશીથી તે સવાલ વધાવી લીધો. અને પોતાના ગળામાંથી એક સુંદર હાર દાસીને બક્ષીશ આપ્યો.

દાસીએ હાર લઇ પોતાની ડોકમાં ધારણ કરી લીધો. અને પછી પાછી પોતાની કુટિલતાના કિરણો બહાર કાઢવા

લાગી. જુવો બા, હવે વખત થવા આવ્યો છે, માટે કહેલા કાર્યમાં તૈયાર રહેજો. જો જો ભૂલ ન થાય; નહિતર આખી બાજી ફરી જશે. રાણી પોતાના પક્ષની વિશ્વાસુ દાસી પાસે પોતે કાર્ય સધાવવા માટે બોલી બેન, સર્વ બાજી હવે તારાજ હાથમાં છે તુંજ મારી ભાગ્ય વિધાતા છે. અને હું તો માત્ર તું કહીશ તેમજ કરવા તૈયાર રહીશ.



## પ્રકરણ ૪થું.



### પાપીઓનો પ્રપંચ.

અર્ક ઉદયથી જાય, તિમિર બધું ત્રણ લોકનું,
કરે કોટી ઉપાય, તેજ છુપાવ્યું ના છુપે.

રાજા ભૂપતસીંહ પ્રધાન મંડળ સહિત સકળ પ્રજા સાથે શમીપુજન કરી ચુકયા હવે સરખે સરખી જોડીયો મળી અશ્વ દોડાવવાની હારજીત થાય છે. વાઘાજી કુમાર પ્રથમથીજ રાજાની સાથે આવેલ હતો. પરંતુ તેના તરફ કોઇનું લક્ષ પણ નહતું. સબબ કે, તે ભાઈની સીકલજ એવી હતી. મંદમતી, એક અંગી, વળી, "કાણું ઘોડું કંરડકણું હોય" તેમ પોતે સ્વાભાવના પણ ઘણા વિચિત્ર હતા. પ્રજા તો શું પણ ખુદ તેના બાપને પણ એના તરફ અણગમો હોય તેમ દેખાતું હતું. થોડીજવારમાં કુમાર વિજયસીંહ અશ્વને ખેલાવતો

આવી પહોંચ્યો, તેને જોઈ જેમ વૃદ્ધાવસ્થાએ વાંઝીયા મેણું ભાંગવા ઇશ્વરે એકનો એક પુત્ર આપ્યો હોય તેની માફક રાજાએ પાંચ ડગલાં આગળ ચાલી કુમારને ઘોડા ઉપરથી તેડી લીધો. નોકરે ઘોડો પકડી લીધો. રાજ પુરોહિતે કુમારને શમીપુજન યથાવિધિ કરાવ્યું. તરવાર જે તેની માતાએ બંધાવી હતી, તેને મ્યાનમાંથી બહાર કાઢી તેનું પણ પુજન કરાવ્યું. યુવરાજ તરીકેના સર્વ હક જાણે રાજાએ તેને એકલાને બક્ષીસ કર્યા હશે એમ જણાતું હતું. આ ચિત્ર વાઘાજી જોઈ રહ્યા હતા, જેથી તેમને ઘણું માઠું લાગ્યું. તે નિસ્તેજ મોંઢે નોકરોને કહેવા લાગ્યા કે, "મને વ્હાલાપલ બેથાલી માલી માતા પાસે લઇ ચાલો?" નોકરોએ જેમ ઇલ્લાજીને બેસાડે તેમ ભાઇ સાહેબને ઉંચકી ઘોડા ઉપર બેસાડયા.

બંને બાજુથી નોકરો પકડી રહેતા ત્યારેજ ભાઈસાહેબ ઘોડાપર ઠેરી શકતા હતા. કુમાર વિજયસીંહે દરેક પ્રજાના મનને જાણે આકર્ષી ન લીધાં હોય, તેમ જણાતું હતું. દરેક પ્રજા જાણે અમીની દ્રષ્ટિથી તેને વધાવી લેતા હોય તે પ્રમાણે દરેકનું ધ્યાન તે તરફજ હતું. શમીપુજન કરાવી પિતાએ પુત્રની પીઠ થાબડી કહ્યું કે, બેટા! જરા તમારો અશ્વ ખેલાવો જોઉં!

પિતાની આજ્ઞા થતાંજ કુમાર અશ્વારૂઢ થઈ રેવંતને ખુબ ખેલાવવા લાગ્યો. રાજા ખુશ થયા તથા તે વખતે જે ત્યાં હાજર હતા તેમને એમ કહેવું પડયું કે, આ કુમાર તેના પિતાથી સવાયો પરાક્રમી નિવડવો જોઈએ. અસ્તુ. ત્યાર બાદ

નગર તરફ જવાનો સમય થયો. સર્વ પોતપોતાના વાહનપર બેસી ગયા. નોબતે ઘાવ શરૂ થયા. રાજા પણ એક મદોન્મત ગયંદપર બિરાજમાન થયા. કુમાર તેમના આગળ રેવંતને ખેલાવતા ચાલ્યા. વળતી વખતે પણ નગરમાં નાગરિકજનો સવારી જોવા અગાશી, ગોખ, ઝરૂખા તેમજ ઓટલાઓપર અસંખ્ય ઉભા હતા. તે સર્વે સવારી જોવાનું કાર્ય પડતું મુકી માત્ર કુમારનેજ જોઈ રહેવા લાગ્યા. શું તેની કાન્તી! અને તેનો વાંકડીયો સાફો! તો કોઇ તેની ઘોડો ફેરવવાની ચાલાકીના યશોગાન કરી રહ્યા હતા. થોડીવારમાં તો દરબારગઢ આગળ તે સવારી આવી પહોંચી. રાજા મહેલમાં પધાર્યા અને બીજા બધા પોતપોતાના સ્થાનકે ગયા. કુમાર વિજય સીંહ પણ પોતાની રાહ જોઇ બેઠેલ માતાની ઉદાસીનતા દુર કરવા તે તરફ રવાના થયા.

આ સમયે સવિતાનારાયણ અસ્તાચળ તરફ ઉતરી પડેલા હતા. અને નીશાદેવી પોતાની સત્તા જમાવવા અધીરી બની રહી હતી. ધીમે ધીમે રાત્રીદેવીની સંપુર્ણ સત્તા છવાઇ રહી. આ વખતે રાજા નવી રાણીના રંગભુવન આગળ આવી ઉભો રહયો. તેને ઘણું વિચિત્ર ચિત્ર દેખાયું. મહેલમાં એકદમ અંધકાર ફેલાયો હતો. અને જાણે અહીં કોઇ રહેતુંજ નથી; એવી રીતે શુન્યકાર છવાઇ રહયો હતો. થોડીકવાર સુધી રાજા વિચારમાં પડી ગયો. પછી જાણે યાદ આવવાથી બુમ પાડી બોલ્યો કે, અરે કોણ છે હાજર!

અવાજ સાંભળી કુટિલ દાસી એકદમ હાથ જોડી લાંબા

સ્વરે જી બાપુ! કહી હાજર થઈ. તેને રાજાએ પુછયુ કે, આજે દસેરા છે કે હોળી! મારે શું સમજવું? બધા નોકર ચાકર કયાં મરી ગયા છે? આ ધાંધલ શું છે? ત્યારે દાસી ખોટા ડોળથી કંપવા લાગી અને ગળગળા અવાજે કહેવા લાગી કે, પ્રભુ એમાં હું કાંઈ નથી જાણતી.

રાજાએ પુછયું તારી બાઈ કયાં છે? દાસીએ કેમ જાણે થરથરતી ન હોય તેમ જવાબ આપ્યો કે, કૃપાવંત આજે સવારી વખતે અગાસીમાં બેઠાં બેઠાં જોતાં હતાં એટલામાં કોણ જાણે શું થયું ને શું નહિ કે જેથી તેઓ એકદમ દાસ દાસીઓને મારી કાઢી મુકવા માંડયાં. પણ શું કરૂં! આ જનાનખાનાની હું જુની દાસી એટલે તેમનાથી છુપી છુપા-ઈને પણ આપ ન પધારો ત્યાં સુધી અહીં રહી. હવે મારાથી આ નોકરી થાય તેમ નથી. દયા કરી મને તો રજા આપો. હું જઈશ. અત્યાર સુધી જો બીજી દાસીઓની માફક હું પણ ચાલી જાત તો કોણ જાણે શુંયે પરિણામ આવત? એ સાંભળી રાજાની અજાયબીનો પાર રહયો નહિ. દાસીને કહ્યું કે, તારી બાઇ કયાં છે તે મને બતાવ. ત્યારે દાસી મહેલની અંદર ચાલવા લાગી, તેની પાછળ પાછળ રાજા પણ ચાલવા લાગ્યો. અંદર જઈ એક તરફના હોલમાં જોયું તો સાધારણ ઉજાસ દેખાયો, પરંતુ રાજાને આવતો જોઇ તે પણ અદ્રશ્ય થયો. રાજાએ દાસીને રોશની કરવા આજ્ઞા કરી. દાસીએ કાર્ય શરૂ કર્યું. રાજા રાણી પાસે જઈ જુવે તો નિસ્તેજ વદને રાણી પલંગમાં સુતી છે. છુટા કેશો વદનપર છવાઇ રહ્યા

હતા. તેને બાજુપર હઠાવી જેવા રાજા આલીંગન કરવાની તૈયારીમાં હતા, ત્યાં તો રાણીએ તેમના હાથ તરછોડી નાંખ્યા. ત્યારે રાજા ધીમેથી બોલ્યા કે, પ્રાણપ્રિય ! આજે આમ કરવાનું કારણ શું છે? તે તો મને દર્શાવો. રાણી કંઇ પણ જવાબ આપવા શિવાય પીઠ ફેરવી સુતી. રાજાએ ઘણા કાલાવાલા કર્યા, પણ રાણી બીલકુલ બોલી નહિ, ત્યારે દાસીએ હાથમાં એક દોરો લઇ રાણીને ઈશારો બતાવ્યો કે, તાણતાં તુટી જશે. રાણી સમજી ગઇ અને કહેવા લાગી કે, મને એક વચન આપો તો હું આજે મનાઇશ: નહિતર હાલજ જીભ કરડી મરૂં છું. એ પ્રમાણે બોલી જાણે જીભ કરડવા પ્રયત્ન કરતી હોયની? તેમ કરવા લાગી. રાજાએ બળપુર્વક પકડી લીધી, અને કહ્યું કે, લે આ વચન અને તું શાન્ત થા. કપટી રાણીએ ભોળા રાજા પાસેથી જ્યારે વચન લીધું ત્યારેજ શાંત થઇ. હવે શ્રૃંગાર સજવાને બહાને બાજુના હોલમાં દાસી પાસે દોડી જઇ કહેવા લાગી કે, લે સખી વચન તો લીધું; પણ હવે શું કરવું તે બતાવ. દાસી કહે વિજયસીંહ કુમારનો ઘોડો, પહેર્યા હતાં તેજ વસ્ત્રો અને અલંકારો તમારા કુંવર માટે મંગાવી લો. પણ તે પાછા ન આપવાની શરતેજ. એટલે એ અટારો કુંવર તે સરત માનશે પણ નહિ અને રાજાને પોતાનું વચન પળાવવા આપણે પણ ખુબ ઉસ્કેરણી કરવી. એટલે પિતા પુત્ર વચ્ચે વેર જામશે. અને આપણું કામ પાર પડશે.

અરે વાહરે વાહ ! મારી ચતુર દાસી ! યુકિત તો આબાદ છે. રાણીએ દાસીને માટે માન ચડાવવા પ્રયત્ન કર્યો. એટલી

વાત થતાંમાંજ દાસી શ્રૃંગાર પહેરાવી ચુકી. રાણી રાજા પાસે પ્રેમ કટાક્ષ ફેંકતી કોઈ તપસ્વીનું તપ ભંગ કરવા જાણે રૂપગર્વિતા અપ્સરા ન જતી હોય ! તેવો પ્રસંગ હતો.

રાણી ઘણાજ હાવભાવ કરતી રાજા પાસે જઇ બેઠી. ગળામાં હાથ નાંખી બંને જણ હીંચકા તરફ ચાલ્યા. દાસી મદીરા લાવી સાથે એક ચીઠ્ઠી લાવી ઇશારતથી રાણીને સમજાવી કે, માત્ર એ ચીઠ્ઠીપર રાજાની સહી લે; પછી બાજી તુંજ જીતી જાણ. રાણી પણ કંઇ ગાફેલ ન હતી. અર્ધા ઇશારામાં પુરો અર્થ સમજી મદ્યની પ્યાલી પાવી શરૂ કરી. વખતનો લાભ લીધો. અરસપરસ પ્યાલી પાતાં પીતાં ધરાઇ અધરામૃતનું પાન કરી નિંદ્રાધિન થયાં.

---

## પ્રકરણ ૫મું.



### ભયંકર ચીઠ્ઠી.

દોહરા.

કાનખજુરો કાનમાં, આપ સ્વભાવે જાય,
જીવ જતાં ના નીકળે, મારીને મરી જાય.

પ્રાતઃકાળે રાજનીતીના નિયમને અનુસાર કર્મથી નિવૃત્ત થઇ કુમાર પોતાના ખાનગી દીવાનખાના વચ્ચે આવેલ એક

હીંચકાપર ધીમે ધીમે હીંચકા ખાતો, બોધ વચન નામનું પુસ્તક વાંચતો હતો. અને વચ્ચે કંઇ શંકા ઉત્પન્ન થાય તો ગંગારામને પુછવાથી તનું નિવારણ થતું હતું. વિવિધ વૈભવથી અલંકૃત આ મહાલય ઇંદ્રભુવન જેવું દેખાતું હતું.

દ્વારપરથી અવાજ સંભળાયો; ના નહિ જવા દઉ.

ગંગા–કુમાર જોતો ખરો, આ શું ધાંધલ છે? કુમાર ઉઠયો; દ્વારપર જઇ બોલ્યો.

દ્વારપાળ શું છે?

દ્વારપાળ–( કુમારને જોઇ મસ્તક નમાવી બોલ્યો.) અન્નદાતા આ બાઇ કયારની આવીને માથાકુટ કરાવે છે. ને કહે છે કે, મને અંદર જવા દે. અને જયારે હું કહું છું કે; જરા સબુર હું રજા લઇ આવું. ત્યારે તે કહે છે કે, રજા બીજા માટે. મારે માટે વળી રજા કેવી! એ પ્રમાણે ઉદ્ધતાઇ કરે છે.

કેમ બાઈ તારી વાત શું છે? કુમારે પુછયું.

હું મહારાજાની ચીઠ્ઠી આપને પહોંચાડવા આવી છું. તેમાં પીટયો એ શું સમજે. મને નાહક અત્યાર સુધી રોકી રાખી.

તમે કોણ છો?

હું વિલાસવતી બાઇની માનીતી દાસી છું. મારૂં નામ રૂપાળી.

પ્રિય વાંચક! આ બાઇનું નામ રૂપાળી હતું. પણ કાજળ કરતાં પણ વધારે કાળાશવાળી વિકરાળ આકૃતિની હતી. આખા મોઢાંમાં આંખ અને દાંત બેજ સફેદ હતા. રાત્રે જો દેખવામાં આવી જાય તો જરૂર બાકળા લે.

ચીઠ્ઠી ખુદ મહારાજાએ મોકલી છે. કુમારે ફરી પુછયું.

જી હા, ખુદ મહારાજાએજ મોકલી છે. લ્યો, વાંચો.

કુમાર ચીઠ્ઠી લઇ અંદર ચાલ્યો. દાસી પાછળ ચાલી એટલે ફરી પાછી રોકાણ થઈ.

અરે મુવા જવા દેને, રોયા કુંભાર કરતાં ગધેડાં ડાહ્યાં.

કુમારે રજા આપી કે આવવા દે. ત્યારે રૂપાળી બા અંદર ગયાં. કુમાર પોતાના સ્થાનકે જઇ પાછો બેઠો. દાસી સામે જઇ ઉભી. કુમારે ચીઠ્ઠી વાંચવી શરૂ કરી. રાણી યશોમતિ પણ બાજુના દિવાનખાનામાં હતી. તેણે વધારે વાતચીતનો સહારો જાણી અત્રે આવી, તેની સાથે તેની દાસી ગુલાબ પણ આવી. તે બંને રૂપાળી બાના કામથી પરિપુર્ણ વાકેફ હતાં કે, આકૃતિ કરતાં પણ વધારે કાળા કામ કરનાર આ નિમકહરામ કર્કશા છે. એને દેખતાંજ રાણીના મનમાં કંઇ ચિન્તાની ઉત્પત્તિ થઇ. મનોમન સાક્ષી છે.

કુમાર શું હતું ?

માજી ! એ તો મારા પિતાજી તરફથી કંઈ ચીઠ્ઠી લઇ આ દાસી આવેલ છે.

ચીઠ્ઠી એ શબ્દજ રાણીને ઘણો કઠોર લાગ્યો. કારણ કે, પ્રથમ ઘણી વખત આવનાર દાસી તથા નવી રાણીના કાવત્રાથી અનુભવ મળેલ હતો. એટલે ધારણા મજબુત થઇ કે જેવો જેનો સ્વભાવ તે મરતાં પણ ન જાય:—

## સવૈયા.

શીતળતા સઘળે પ્રસરે, વરસાદ થકી હરખે સૌ પ્રાણી,
વૃક્ષ ઘટાની છટા ઝુકતી, નવપલ્લવ વેલી અટા મહિ રાણી.
સર્વ ભૂમિ હરીયાળી બને, વળી અન્ન રૂ ઘાસ કપાસ વિગેરે,
ચીમન એ દીન બે સુકતાં, ખરસાંડી જવાસાને દ્વેશજ ઘેરે.

## છંદ.

દ્વેશ હંમેશ દે કલેશ નોજ હૃદયને અર્થ કંઇ ના સરે અંગ બાળે,
લોહિ ઉકળે સદા અંતરે આપદા સર્વથા શત્રુની ગર્જ સારે.
વધુ વધતાં પછી મતી મરી જાય છે શુન્ય વિચાર વહેવાર ભાળે,
ચીમન એ દ્વેશને ક્રોધ બે ક્રૂર છે જયાં રહે તેહનું સર્વ બાળે.
અવગુણો એ થકી અન્ય પણ અધિક છે જાણવા છતાં ના ટેવ જાયે,
ના ધરે પુષ્પ કે પાન નેતર કદી ભલે અમૃત તણી વૃષ્ટિ થાયે.
સાંભળે ગર્જના મેઘની સિંહ જો, દ્વેષના કલેષથી સીર પટકે,
ચીમન નીરમાણુ એ રીત છે નીતની પડયો સ્વભાવ તે નાજ જાયે.

આ દાસી પણ તેવીજ વિઘ્નસંતોષી હતી. તેને મુળ સ્વભાવથી સર્વ કોઇ જાણકાર હતું કે, આ બાઇના પગલાં જ્યાં થપાયાં હોય ત્યાં કઇને કંઇ વિઘ્નજ થાય. અને હતું પણ તેમજ.

પોપટ–કુમાર વાંચોને ચીઠ્ઠીમાં શું છે ?

કુમારે વાંચવું શરૂ કર્યું.

પ્રિય પુત્ર વિજયસીંહ, જત તમોને હું હુકમ કરૂં છું કે, તમારો અશ્વ, શૃંગાર અને પોશાક એ સર્વે આવેલ દાસી

સાથે કુમાર વાઘાજી માટે ભેટ તરીકે મોકલાવી દેજો. આથી તમારા દીલને દુઃખ તો થશે, પણ તે સર્વે રાણી વિલાસવતીના લાડીલા પુત્રની ઇચ્છાને આધીન છે. તમારે માટે ઘોડારમાં ઘણાંય ઘોડા છે.

બીજું જો આ સરત તમારે નામંજુર હોય તો જે સ્થિતિમાં હો તેજ સ્થિતિમાં વગર વિલંબે મારૂં રાજ્ય છોડી ચાલ્યા જાઉ. એજ.

લી. મહારાજાશ્રી ભૂપતસીંહજી

સહિ દા૰ પોતે.

ચીઠ્ઠી વાંચતાંજ કુમાર દિંગમુઢ બની ગયો. રાણીની પણ અજાયબીનો પારજ ન રહ્યો. ખરેખર સંસાર યંત્રમાં પ્રપંચીઓનાજ પોબાર થાય છે. ચીઠ્ઠીએ રાણીના મનને છિન્ન ભિન્ન કરી નાંખ્યું. શરીરની વ્યવસ્થા પણ વિચિત્ર થઇ ગઇ.

## હરિગીત.

હું કોણ ને આ શું વળી વહેવારનો વિચાર શું,
સાર ને નીસ્સાર આ સંસારનો આકાર શું.
નીરધાર કે નીરતર વળી અગ્ની અને જળધાર શું,
કહે ચીમન મન ભ્રમણા થકી સહુનયન ના દેખે કશું.

રાણી સ્થિર થઇ ગઇ. ઘડીક પછી બોલી કે, આ ચીઠ્ઠીમાં કંઇ ભેદ છે. ખુદ મહારાજાના વિચાર મારા કુમાર પ્રત્યે આવા સંભવેજ નહિ. આખું નગર કહે છે કે રાજાને કુમાર વિજય-

સીંહ પ્રાણુથી પણ વધારે પ્યારો છે. અને બાપાજી તરફ તેમનો પ્યાર બીલકુલ નથી.

દાસી રૂપાળી બા આવા ઉદ્‌ગારો સાંભળતાં ગભરાઇ કે, જો આ ચીઠ્ઠી બનાવટી છે કે સાચી છે એ તપાસ કરાવતાં મારા તો બારજ વાગશે. માટે ખાત્રી કરવા પહેલાંજ કુમાર વિદાય થાય તોજ બાજી સુધરે. હવે શું કરૂં. હાં, હાં, યાદ આવ્યું. મમમમ મહારાણી સાહેબ, મારો કંઇ દોષ નથી. આ ચીઠ્ઠી મહારાજાએજ મોકલી છે. આપ ન માનતા હો તો તેમની સહી છે તે જુવો.

કુમાર–સહિ મારા પિતાજીનીજ છે.

તો બસ દરેક સદ્‌ગુણી સંતાનોની ફરજ છે કે બાપના બોલ પાળવા. ક્ષત્રી પુત્રનાં જીવન આપ જાણુતા હશો. જુવોને શ્રી રામચંદ્ર ભગવાનને પણ ચૌદ વર્ષ વનમાં જવું પડયું હતું. ખરા ક્ષત્રી પુત્રને તો બાપના બોલની કીંમત પોતાના જીવન કરતાં પણ વધારે હોય છે. અને તે આપ પણ કયાં નથી જાણુતા ? !

કુમાર–માજી શું જવાબ આપું.

રાણી કંઇ બોલવા જાય છે; ત્યાં પોપટ બોલ્યો.

કુમાર કાલની સવારીમાં નીકળતી વખત મારે જે કાંઇ કહેવાનું હતું, તે જો આપે ધ્યાનપુર્વક સાંભળ્યું હોત તો આ ચીઠ્ઠીનું કારણુ પેદાજ ન થાત. માટે હજી હું કહું તે સાંભળ.

કુમાર–તો પ્રથમ એ કહો કે મારે આ ચીઠ્ઠીનો જવાબ શું આપવો.

પોપટ–તે જવાબ તારી જોખમદારીનો છે.

કુમાર–કેમ, કેવી રીતે?

પોપટ–તને ગમે કે ન ગમે. પણ જે વસ્તુ એને ગમે તે વસ્તુ તારી હોવા છતાં પણ એને સ્વાધીન કરવીજ પડે. અને તે પણ ભેટ તરીકે. એટલે ચોખ્ખી સ્વાધીનતા. માટે કહે તને શું ગમે છે. દેશવટો કે દાસત્વ.

રાણી, કુમારને દુર કરવા રાજી ન હોવાથી તે વાતને તોડી નાંખવા માંડી.

કાંઇ નહિ, એમાં શું. એ બંને ભાઇ છે.

પોપટ–રાણી સાહેબ, આપ પુત્ર પ્રેમમાં લીન છો. પણ એનું ભવિષ્ય બલકે આખી જીંદગી કેવી હાલતમાં રહેવું પડશે. તેનું ભવિષ્ય આ ચીઠ્ઠીના જવાબપર છે.

રાણી–કંઇ નહિ વખત આવે સર્વે સારા વાના થશે.

કુમાર–માજી પોપટ ખરૂં કહે છે. બુદ્દકી બીગડી હોજસે પણ ન સુધરે.

પોપટ–શાબાશ ! રાણીજાયા શાબાશ !

કુમારનું મન આ શબ્દોથી ઘણુંજ દ્રઢ થયું. અને દાસી તરફ જોઇ, જા, જવાબ જણાવજે કે વિજય આપનો પુત્ર છે. એ નીર્માલ્યપણે રાજ મહાલયમાં બેસી રહે તેવો નથી. હું હાલજ આપનું રાજ્ય છોડી ચાલ્યો જાઉં છું.

આ શબ્દોએ રાણીના મનમાં કઠોર કટારનું રૂપ ધારણ કર્યું હતું. તેણે ઘણુંએ કુમારનું મોઢું દાબવા પ્રયત્ન કર્યો; પણ જવાબ અપાઈ ગયો. રાણીના સંકટનો પાર રહ્યો નહિ પણ તેની નિમકહલાલ દાસી ગુલાબ ઘણી ચતુર હતી, તે કુમારના છેલ્લા શબ્દો સાંભળતાંની સાથેજ ભોજનશાળામાં જઈ કંસાર તૈયાર કર્યો.

કુમાર પણ જવાબ દઈ અશ્વ તૈયાર કરવા રવાના થયો.

આ દીવાનખાનામાં રાણી કાષ્ટના પુતળાની માફક ઉભી હતી, તેને જોઈ પોપટ બોલ્યો.

રાણી સાહેબ, પુત્ર પ્રેમમાં ભાન ન ભૂલો તમારો પુત્ર તો અન્યની ઇચ્છાને સ્વાધીન રહી જીવન ગાળવાની શરત સ્વીકારે. એથી તો તમારી કુખ લજવાશે.

રાણી–ગંગારામ, મારૂં સર્વસ્વ લુંટાઈ જાય છે.

પોપટ–ધીરજ ધરો. ઇશ્વર સર્વે સારૂં કરશે.

એટલામાં તો કુમાર ઘોડાને લઈ દરવાજે આવી ઉભો. દાસી એક થાળમાં કંસાર લઇ આવી. સાથે કંકુ અક્ષત વિગેરે માંગલિક-વસ્તુઓ લઇ હાજર થઈ.

પોપટ-બાઈ સાહેબ, કુમારને તમે સ્વહસ્તે પાંચ ગ્રાસ જમાડો અને હસ્તામુખે વિદાયગીરી આપો કે, તેમને કાર્યનું પરિણામ ફળદાયી નિવડે. વળી હું કુમાર સાથે જવા ઇચ્છું છું. ચિન્તા તજો. હું કોઇપણ પ્રકારે આપના કુમારને કુશળ ક્ષેમ પાછો લાવી દઈશ. શાન્તિ રાખજો. જો જો વિદાયગીરી વખતે રડશો નહિ હો. રાણીને પરાણે પાણી ચઢાવવાની માફક

દાસી અને પોપટ બને જણે પુરૂષાર્થ કર્યું. રાણીએ કુમારને વિદાયગીરી આપી. કુમાર દેખાયો ત્યાં સુધી રાણી ઉભી રહી. કુમાર નહીં દેખાતાં રાણી જમીનપર પડી ગઇ. દાસી તેનું આશ્વાસન કરવ લાગી.

# પ્રકરણ ૬ઠું.



## ભુપતસીંહનું સભામંડપ.

### સોરઠા

ચંદ્ર વિના અંધાર નભમાં કોટી ગણુ ભલે,
કુળ કીરતી વહેવાર, કોડ કુપુત્રે ના રહે.
હોય ભલે સુત એક વિચાર વહેવારે કુશળ.
અવગુણી પુત્ર અનેક ભલા એહથી વાંઝીયા.

સભાનો સમય થવા આવ્યો ધીમે ધીમે અમીર ઉમરાવો એક પછી એક આવી પોતપોતાને આસને બેસવા માંડયા. નાગરિકજનોમાં પણ જે સારા ખાનદાન કુટુંબના શેઠ શાહુકાર વિગેરે પણ આવી નિત્યના રીવાજ મુજબ બેસવા લાગ્યા. સીંહાસનની એક તરફ રાજાના ભાયાતો લાઇનબંધી બેઠેલ છે. તો બીજી તરફ અમલદાર વર્ગ હતો. તખ્તની સામે થોડેક દુર એક સુન્દર ગલીચો બીછાવેલ હતો. તેમાં એ

મદભરી માનની પોતાના ચપળ નયનને નચાવતી હતી. તેની બાજુમાં તબલચી તથા બીજી બાજુ સારંગીવાળો હતો. વાહરે વાહ "કાણું ઘોડું ને વળી કરડકણું" નાયકાના ઉસ્તાદજીએ શું વાંકડીયો સાફો ઝુકાવ્યો છે, અને દોઢ પગ વાળી બેઠા છે, તેના મનમાં તો જાણે આ સભાને હુંજ જીતી લેનાર છું તેવા ભાવ પ્રગટ થતા હતા છતાં કોઇનું લક્ષ એ તરફ નહતું પણ દરેક જણ જાણે કોઇની રાહ જોતા આતુરતામાં બેઠા હોય તેમ હતું.

હયો પ્રધાનજી પણ આવી પહોંચ્યા. સમસ્ત સભાસદે ઉઠી તેમને માન આપ્યું તખ્તની બાજુમાં એક સુંદર આસન પર પ્રધાનજીએ બેઠક લીધી. હવે માત્ર મહારાજા આવવાના હતા, તબલાં સારંગી મેળવવા શરૂ કર્યાં એટલામાં તો,

ભૂપતસીંહ મહારાજને ઘણી ખમા........

પ્રધાન સાથે-સર્વ સભા સભ્યતાપુર્વક ઉભા થઇ નીચી નજરે રાજા તખ્તપર બેઠા ત્યાં સુધી ઉભા રહ્યા પછી સર્વે જણે સલામ ભરી. આસન પર બેઠા. ગાનતાન શરૂ થયું એક તરફ બંધાણી લોકોનુ લપ ચાલ્યું. નાની નાની સુવર્ણ કટોરીયોમાં જાડા રગડા જેવો કસુંબા એક એકને સોગંદ દઇને આપવા લાગ્યા. જેના હાથમાં પ્યાલી આવે તે મુગે મુગો તો પીયેજ નહી.

**દોહા.**

રંગ અમલ તુજ અમલને, અમલ કરે મનકામ
જોબન આપે વૃદ્ધને ધન્ય અમલ તુજ નામ

અમલ ખરલમાં ખંતથી ઘુટે ગુણ બહુ થાય
અરિ થકી અંતર ભળે, વેર પુર્વનુ જાય.
શ્યામરંગ સ્વાદે કટુ, વળી ઝેર કહેવાય
પીયે હથેળી પ્રેમથી વેર ઝેર મટી જાય.

એ રીતે અનેક પ્રકારથી અમલને ઘુડાવી લડાવીને પીતા હતા. સંગીતની મઝા પણ કંઇ ઓરજ હતી પણ તે ઉપર આ લોકોનું ધ્યાન જરાપણ નહોતુ એતો પ્યાલીને સ્વર્ગની અપ્સરા માનતા હતા. તે સીવાયના બીજા સભાજનો સંગીતમાં ગુલતાન હતા મીઠા સ્વરે નખરા સાથે નાચ કરનાર સુંદરી ખરેખર મોહ ઉપજાવે તેવીજ હતી, વળી ત્રીજા મતદારસુન્યકારનો અનુભવ લેતા હતા.

રાજા,-પ્રધાનજી જુવો તો ખરા આ નાયકા નાચ ગાનમાં ઘણીજ કુશળ છે.

સર્વજનોએ મત આપ્યો કે

સત્ય છે બાપુ

પ્રધાન હજુએ કંઇ બોલ્યો નહિ તેની આકૃતી કંઇ વિચારમાં હોય એમ દેખાતી હતી.

પ્રિય પ્રધાન.

જી, જી, પ્રભુ. જેમ કોઇ ભરઉંઘમાંથી જાગે તેમ જવાબ મળ્યો, આજે આમ બે ધ્યાન કેમ દેખાય છે.

કંઇ નહિ પ્રભુ નીશ્વાસ સાથે પ્રધાન બોલ્યો.

ના, ના, તોપણ શું છે કહે તો ખરો.

આજે મારા પાલક પુત્ર રમણપર તેના એક પ્રીય મીત્રની લખેલ ચીઠ્ઠી કર્મસંજોગે પ્રથમ મારા હાથમાં આવી.

રાજા અને સમસ્ત સભાજનો એજ ધારવા લાગ્યા કે, એના પુત્રના બદફેલ દર્શાવનાર ચીઠ્ઠી હોવી જોઇયે.

થોડીકવાર પછી રાજાએ પુછયુ.

ચીઠ્ઠીમાં એવું તે શું હતું. !

ઘણુંજ અસંભવીત.

બાળકની ચીઠ્ઠીમાં ગમે તે લખ્યું હોય છતાં પણ તે બાળ ચેષ્ટાજ માનવી. તેના પર વળી આટલો વિચાર હસતાં હસતાં રાજાએ કહયું. પ્રધાને માથું ધુણાવી જવાબ દીધો કે મહારાજ હું તો શું પણ આપણા રાજ્યમાં રહેનાર કોઇ પણ માણસ આ વાત સાંભળી એક વખત તો કંપીજ ઉઠશે.

અત્યાર સુધી આ વાતમાં સભા જનોનું પુરતું ધ્યાન નહતું પણ પ્રધાજીના છેલ્લા શબ્દો સાંભળતાં સર્વ ચમકી ઉઠયા.

હેં. એવી શુ વાત છે! રાજાએ આશ્ચર્યપુર્વક પ્રશ્ન કર્યો. જુવો મહારાજ આ ચીઠ્ઠી.

વહાલા મીત્ર રમણલાલ આજથી આપણે જુદા થવું પડે છે મને મારા પિતા તરફથી દેશનીકાલની સજા થઈ છે જીવતા હશુ તો ફરી મળીશું હાલ તો પ્રણામ:

લી૦ સ્નેહાધિન મીત્ર વિજય.

પ્રધાનના શબ્દો સાચા થયા તમામ સભા અજાયબીએ ઘેરાઈ દરેક જણ રાજા સામે ધીક્કાર ભરી દ્રષ્ટીયે જોવા લાગ્યા આનંદ ઉડી ગયો. અને સભા મંડપમાં શોકનું સામ્રાજ્ય ચીઠ્ઠી વાંચતાં સાથેજ રાજા ચમકી ઉઠયો વ્યાકુળતા ભર્યા શબ્દે હેં આશુ.

મારા શોકનું કારણ. પ્રધાને જવાબ દીધો.

કુમાર વિજયને દેશનીકાલ અને તે મારાજ હસ્તે આ તમે શું કહો છો. ગભરાટથી રાજા બોલ્યો.

નહિ મહારાજે હું નહિ પણ આ ચીઠ્ઠી કહે છે. પણ હું તો એ વાતમાં કાંઈ જાણતોજ નથી.

ત્યારે શું કુમાર ખોટું લખે.

તે ઈશ્વર જાણે.

જુલમ જુલમ મહારાજ આ બાબત કંઇ જેવી તેવી નજ કહેવાય આવો ભયંકર હુકમ અમલમાં મુકાતાં સુધી પણ કોઇયે પ્રપંચ ન પારખ્યો.

અરેરે પણ મારો વિજય કયાં ગયો.

પ્રભુ આ કાવત્રાખોરને જલદીથી સજા નહિ થાય તો તે બનાવટી રાજા થઇ આખું રાજય કેમ ન વેચી જાય. આ વાત સર્વને સાચી જણાઈ જેથી રાજાએ હુકમ કર્યો કે જાઓ આખા શહેરમાં દાંડી પીટાવો કે જે કોઈ માણસ કુમાર વિજયને વિદેશ કાઢયાનું પ્રપંચો કાવત્રુ રચનાર હરામખોરનો પત્તો મેળવી આપશે. તેને સેલા મંદીલના સીરપાવ સાથે પચાસ હજાર સુવર્ણ મહોર બક્ષીસ આપવામાં આવશે.

હુકમ થતાંજ સેવકો છુટયા રાજા નીસ્તેજ વદને તખ્ત પર હાથ ટેકવી ઉભો છે. તે જોઈ પ્રધાન બોલ્યો.

મહારાજ ધીરજ ધરો.

ધીરજ અને શાન્તિ હવે મારે માટે જરા પણ નથી મારો કુળદીપક કુમાર જતાં મારૂં સર્વ ગયું અરે જાઓ ચારે તરફ સ્વારો મોકલો અને ગમે ત્યાંથી મારા પ્રિય પુત્રને પાછો મનાવી લાવો. જાવ જલદી જાવ.

હુકમ થતાંજ સેનાપતી ઉઠયા. અને એક મોટું લશ્કર જુદા જુદા વિભાગે ચારે તરફ દોડાવ્યું એટલામાં થોડીજવારમાં દરવાજા તરફ નજર કરતાં એક નવયુવક કે જેના ચહેરાપર કુદરતી તેજ ઝળકી રહયું હતું તેને હજુ કંઈ પણ જાતની ચીન્તા નથી નડી, એનું ચોખ્ખું ચીન્હ શરીરપરથી દેખાઈ આવતું હતું માથાપર જરીનો સાફો બાંધેલો હતો. રેશમી સુરવાળ તથા જરીયન જામો પહેરેલો હતો, આ ફાંકડો યુવાન નીસંકપણે સભા વચ્ચેથી આવી ઠેઠ રાજાના તખ્ત પાસે જઈ નમન કર્યું પછી પ્રધાનને નમન કર્યું અને પછી મર્યાદાપુર્વક સભામાં કોઈ પણ મર્યાદાનો લોપ ન થાય તેવી રીતે ઉભો રહી મીઠા શબ્દોથી પ્રધાન પ્રત્યે જોઈ બોલ્યો.

બાપુ આજે આખુ સભા મડપ ઝાંખું કેમ જણાય છે. આપનો ચેહેરો પણ ઉદાસ દેખાય છે.

બેટા બાબત ઘણીજ ગુહ્ય છે. તારૂં મગજ તેમાં કામ કરે તેમ નથી માટે તુ મહારાજાને નમન કરી ઘેર જા.

નહિ બાપુ કૃપા કરી એ કારણ મને કહો.

પ્રધાન ઘણોજ શોકાતુર હતો જેથી એને ઝાઝું બોલવું પણ ન ગમ્યું જેથી એણે ચીઠ્ઠી પોતાના પુત્ર રમણ તરફ ફેંકી–પ્રીયબંધુ વાંચક આ રમણ પ્રધાનનો પાલક પુત્ર અને વિજયનો પ્રાણપ્રીય મીત્ર છે. તે કુમાર એટલો બધો સદગુણી તથા નાનપણથીજ પરાક્રમીનાં ચીન્હોથી દરેક પ્રજાનાં મન જાણે એણે પોતા તરફ આકર્ષી લીધાં હતાં. નવી રાણી અને દાસી શીવાય આખા રાજ્યમાં એક પણ માણસ એવું ન નીકળે કે જેને વિજયકુમાર તરપૂ પ્યાર ન હોય. સર્વ લોકો ભવીષ્યમાં થનાર રાજાને અત્યારથીજ રાજા તરીકેના પ્યારથી ચાહતા હતાં ખરેખર,

દોહરા.

અમલ અમલ અરૂમદ અમલ, પ્રિત અમલ રહે નયન
ચીમન છુપાયા ન છુપે સુઘડ પુરૂષકા બયન.

ચીઠ્ઠી વાંચતાંજ રમણલાલભાઇ પણ વિચારમાંજ પડી ગયા જાણે કોઇ જાતનું ઝેર પાયેલ ચીઠ્ઠી ન હોય તે માફક તેના વાંચનાર એને સાંભળનાર તમામ જાણે હાફમેટ જેવાજ બનતા જાય છે. પ્રીય વાંચક આપ તો વાંચતા હશો પણ આ ભાઇના હાથમાંથી તો ચીઠ્ઠીએ પડી ગઇ તેનું મસ્તક એકદમ કંપી ઉઠયું આંખ લાલચોળ બની ગઇ અને હદ ઉપરાંત ક્રોધનાં આવેશે રડી પડયો. મોટેથી બુમ પાડી બોલ્યો કે,

ઓ વહાલા ભાઇ હવે હું તને કયાં મળીશ!

મહારાજા મારો મીત્ર તો ઘણો શાણો અને શુશીલ હતો

તે કાંઇ અપરાધ કરે તેવો ન હતો છતાં આપે શા માટે એને દેશવટો આપ્યો.

ભાઇ આ ભેદી જાળ છે મહારાજા તો એમાં કાંઇ જાણતા નથી. પણ એ પ્રપંચીઓનો પત્તો મળે તો તો બસ.

વિના પ્રયત્ને પત્તો મળશે એમ ધારો છો બાપુ.

બેટા એમ કેમ કહે છે મહારાજાના બંને હુકમ મુજબ કાર્ય ચલાવવામાં આવ્યું છે.

બાપુ જો દયા કરી આ કાર્ય મને સોંપાય તો હું તે પ્રપંચીનો પુર્ણ પત્તો મેળવું.

બેટા ગામમાં ઢાંડી પીટાવી છે તો તે વાતનો પતો જરૂર એક બે દીવસમાં મળશે.

પિતાજી આ મામલો ઘણોજ પેચીલો છે તેમાં બીજા માણસો કરતાં રાજકુટુંબ સાથે વહેવાર સંબંધ રાખનાર માણસ ઘણોજ જલદીથી ભેદ પામી શકે.

પ્રધાને તેના આગ્રહને લીધે હુકમ આપતાં કહયું કે જો મહારાજા રજા આપે તો તું ફતેહ મેળવે ખરો પ્રધાનજીનો કહેવાનો મત એમ હતો કે જો તે તને કાર્ય સોંપે તો જોઇતી મદદ મળે.

રાજા સામે જોઇ રમણ બોલ્યો અન્નદાતા સેવકને હુકમ કરો.

જા તને હું હુકમ કરૂં છું અને સાથે તને જોઇતાં સાધનની પુરતી મદદ રાજ્ય તરફથી મળશે જા જલદી એ ભેદનો

પત્તો મેળવ. એમ કહી રાજા એક મોટો નીશ્વાસ નાંખી બોલ્યા અરે રાંડ કર્કશા તને આ શું સુજ્યું.

હેં એ શું મહારાજ આપે શું કહ્યું.

સર્વે સમજી ગયા કે નવી રાણીયે રાજાને ભમાવી કુમારને દેશવટો અપાવ્યો પણ હવે રાજા પસ્તાય છે તે શંકા સાચી છે કે ખોટી તેનું સીદ્ધાન્ત કરવા પ્રધાને લપ વધારતાં પુછ્યુ.

મહારાજ આપ એ શું કહેતા હતા.

પ્રિય પ્રધાન મારી ધારણાને ધુળ મેળવનાર એ રાંડનો પ્રપંચ્ર હું પુર્ણ સમજ્યો. તે વખતે મને આ વાત ન સમજાઇ મહારાજ આપની મામીંક વાણીમાં હું ન સમજ્યો. પ્રધાન સ્ત્રી ચરીત્રનો ખેલ મે પ્રત્યેક્ષ જોયો હું એનાથી હાર્યો.

રાજાની વાત દીવાના માણુસ જેવી થતી હતી. પણ બુદ્ધિ શાળી પ્રધાને વાતમાં શું મર્મ છે. તે જાણવા ફરી ફરી પુછવા લાગ્યો.

મહારાજ આપ શું બોલ્યા જાઓ છો.

તો શું હું ખોટું કહું છું.

તે આપ જાણો હમને તો કાંઈ સમજાતું નથી,

તું કાંઇ ન સમજ્યો. તો સાંભળ.

છંદ.

શમીપુજન કરી આવીયા જે સમે
તે સમે તેરમુ તાન જાગ્યું
કપટથી કર્કશા ક્રોધ કરી કારમો

વચન તે વાર મુજ પાસ માગ્યું
માનધર માનની મોહુથી બાંધીયો.
મારીયો મદથકી ભાન ભાગ્યું
ચીમન મન ભૂપને એટલું યાદ છે
પ્રભાતે ચીન્હુ કંઈ અશુભ લાગ્યું

એ શીવાય હુ કાંઇ જાણતો નથી.

પ્રભુ વાત પૂરી સમજાણી. હવે કૃપા કરી મને એટલો હુકમ આપો કે મને કોઇપણ સ્થળે જવામાં અટકાવ ન થાય.

તને જ્યાં અટકાવ થાય ત્યાં આ રાજચીન્હવાળી મુદ્રીકા બતાવજે.



# પ્રકરણ ૭મું.



## મધરાત્રે છુપો દુત.



છપ્પો.

નીશા અંધારી ઘોર સકળ જન શાન્ત શયનમાં
જાગૃત જો જન કોય છતાં ભર ઉંઘ નયનમાં.
શાન્ત દીસે સૌ ઠામ ભયાનક ભાસે મનમાં,
સ્વેત રંગ તે સમય ફક્ત તારા છે ઘનમાં,
વ્યભીચારી ને ચોરટા-જુગાર માટે કોઇ,
ફર્જ દર્દ ચીન્તા વિના, ચીમન ન જાગે કોઈ.

મધરાત્રીનો સમય હતો. નીશા દેવી પણ ઘોર અંધારી કાળી ચાદર પોતાના બચ્ચાં માફક સર્વ પ્રાણીને ઓઢાડી હતી ચીચી કરતા તારાઓના નાદ શીવાય અન્ય શાન્તી હતી. પ્રીય વાંચક આવા સમયમાં એકલો મનુષ્ય જતો હોય અને હવાથી ઝાડનાં પાંન ખડખડે તોપણ થરથરાટ વછુટે તેમ હતું એ ઘોર અંધકારનું કોઈ નીકટનું સંબંધી ન હોય તેવી આકૃતી જણાઈ તેના અંગ અવયવ ચોખી રીતે દેખાતાજ ન હતાં પણ માત્ર કાળી આકૃતી કે પડછાયા જેવું માલુમ પડતું હતું થોડીક વારમાં તો તે રાણી યશોમતિના મહેલ નજીકમાં આવી એક ઝાડની ઓથે છુપાઇ જરાવાર સ્થીર રહી જાણે કઈ વિચારની ગોઠવણ ન થતી હોય ? થોડીવારમાં તો મનમાં બબડવું શરૂ કર્યું પંદર વીસ દીવસ થયા પણ હજુ કાંઇ પત્તાજ ન મળ્યો.

જોઉ તો ખરો કે હવે અહીં કઇ પત્તો મળે છે. ઉડતી વાત દાસદાસીઓ પાસેથી એટલી સંભળાય કે તેના પિતાની સહીવાળી ચીઠ્ઠી વિજયને રૂપાળી દાસી મારફતે મળી બધુ કારણ ત્યાંથી ઉભું થયું પણ તે ચીઠ્ઠી આવી કયાંથી રૂપાળીને સાબીતી વીના ગુનેગાર તરીકે મહારાજા પાસે તો નજ ઓળખાવાય. પણ એ ચીઠીનો કંઇ પત્તો મળે તો મુદ્દા પાકે થાય એ ચીઠીજ આ મહાન રાજખટપટના ભેદની ચાવી છે, એ ચાવી જો હાથ લાગે તો તે ભેદી ગુફાનાં બંધ તાળા ખુલ્લાં થાય. જોઉ છું કે કીસ્મત શું દાવ દેખાડે છે વળી જરાક વીચાર કરી બોલી ઉઠયો.

પલમે ખુદા ચાહે શો કરે ? શું હતું અને શું થયું બાળા રાજાને સતાવનાર પાપીયોએ શા નિમી-તે આ કાર્ય કર્યું હશે.

કોણ જાણે એ ચીઠી મળે તો સર્વભેદ સમજાય. વળી જરાક વિચાર કરી જાણે કંઇ યાદ આવ્યું હોય તેમ તે એક-દમ મહેલ તરફ ચાલ્યો. ધીમે પગલે મહેલની અંદર દાખલ થયો પહેરેગીર સુધાંત જોકાં ખાતા હતા. મહેલ અંદર એક ભવ્ય દીવાનખાનામાં દાખલ થતાંજ તેણે કંઇ જોયું તેના જેવીજ બીજી એક બીયામણી આકૃતી તેના જોવામાં આવી પણ આ જુવાન દ્રઢ મનથી સામેના માણસનું ધ્યાન ચુકાવી એક ટેબલ નીચે છુપાયો.

અંદર ઉભેલી આકૃતી કંઇક બોલતી જણાઈ, આમ તેમ ડાફોળીયાં મારતાં ભયભીતપણે એક બે જગ્યાએ કાગળીયાં ફેંદયાં પણ તેનું મન તો પુર્ણ ભયભીત જેવું હતું, એ તેના હાથ પગના ધ્રુજવા પરથીજ જણાયું. વેશ ધારણ કર્યો છે. પણ નીભાવાની હિંમત નથી. એ સાબીત થયું એથી સામો પક્ષ બળવાન થયો કદાજ ભેટો થશે તો પણ આ કાંઇ કરી શકનાર નથી એ વાત નક્કી થઇ, છતાં પણ બહારથી આવ-નારે તેનું ચીત્ર જેવાનુ વધારે ઉચી તધારીને છુપાઇનેજ બેઠો. સામી આકૃતી મનમાં ગણગણવા લાગી. નાહાક મેં હાથે કરી ઉપાધી વોરી. જે "ખોદે તે પડે અને વાવે તે લણે" એ વાત આજે મને સાચા રૂપમાં દેખાય છે ખરેખર સજનને સતાવનાર તેની મેળેજ પસ્તાય છે. અરે ભગવાન હવે મારૂં શું થશે. બળી ચીઠ્ઠીયે જડતી નથી એ ચીઠ્ઠી જડે તોજ

જીવનની આશા રખાઈ નહિ તો આપણા તો બારજ વાગી જશે. હે ભવાની મા ચીકુ જો મને જડે અને હું મોતથી બચી જાઉં તો તને જીવ બદલ જીવ ચડાવું. વળી શોધવા માંડી પણ કાંઇ પત્તો ન મળ્યો નીરાસ થઇ તે બાજુના હોલમાં ગઈ, ત્યાં રાણી તથા તેની દાસી બન્ને સુતેલા હતાં.

મારા પ્રિય બાળક તુ કયાં હશે રાણીયે ઉંઘમાં બકવાદ કર્યો તે સાભળી ધીમા સ્વરે.

તારો કુમાર ગયો જહાનમમાં પણ ચીકુ કયાં હશે.

આ સાંભળી બહારથી આવેલી આકૃતીએ ભયંકર રૂપ ધારણ કર્યું, જાણે સીંહની માફક હમણા છલંગ મારશે પણ પાછો કંઈ વિચાર કરી ગુસ્સાને સમાવ્યો એની ધારણા એમ હતી કે આ વ્યકતી ચાલુ તપાસની ભેદી બાબત સાથે વધારે સબંધ ધરાવતી હોય તેમ સાબીત થતું હતું જો એનો અત્યારેજ અંત આવે તો તે વાતનો ભેદ એની સાથેજ જાય અને પોતે વેઠેલ શ્રમ બધો વૃથા થાય.

મારૂં સર્વનાશ કરનાર ચીકુ તું એક રાક્ષસી રૂપનીજ છે, તારા દરેક શબ્દો મારા કાનને સાંભળતાં એક એક વિછીની વેદના થઈ અને તે કાયમને માટે રહી એ પ્રમાણે રાણી બોલી.

તને તો વિછીની વેદના છે પણ મને તો સો સાપની સામટી વેદના છે. તારી યાદી તો કાયમ છે. પણ મારૂં તો નામનીશાન નાબુદ થવાનો સભવ છે. અરેરે હવે શું થશે

એમ કહિ કપાળે હાથ દઇ મહેલની પાછલી બારીથી ઉતરી રવાના થઇ.

પ્રિય વાંચક! તેને ચાલી જતાં સુધી જોનાર તો જોઇ રહયો. પછી તે પાછો દિવાનખાનામાં આવ્યો. જરાવાર ઉભો રહી પાછો કંઇ બોલ્યો; ચીઠ્ઠી તો બધાને નુકશાન દેનાર દેખાય છે. કોઇએ જાદુ મંત્રથી તો નથી લખી. પણ તે ચીઠ્ઠીનો પત્તો કયાંથી મળે. પોતે પણ ચીઠ્ઠી માટે પ્રયત્ન કર્યો. કાગળો મુકવા જેવી તમામ જગ્યા જોઈ. પણ કાંઇ પત્તોજ ન મળ્યો. આ નાનકડી ચીઠ્ઠી અત્યારે જીંદગીના મુલે ખરીદાવા લાગી છે. છતાં પણ મળતી નથી. એ ચીઠ્ઠી સાથે કેટલાક માણસોનું જીવન બધાયેલ હતું.

**દોહા.**

ટીટોડાના ચરણમાં સમયે સાગર જાય,
સમયે રાજા ભર્તને રામ રાનમાં જાય.

અજબ અજબ રગત બધી સમય સમય પલટાય,
કીંકર નરપત થઇ રહે રાય રંક થૈ જાય.

અરે રામ રામ! દુષ્ટ જનોએ આમ શા માટે કર્યું હશે! રાણી યશોમતિ તથા રાજા બંનેના દિવસો શોકજનક સ્થિતિમાંજ જાય છે. મારા મનમાં પણ અહોનિશ એનાજ પ્રેમના યશોગાન થયા કરે છે. વાહરે વાહ કેવો માયાળુ સ્વભાવ, મીઠી વાણી અને મુખ તો કાયમ હસતુંજ જણાતું હતું ધન્ય છે. તારી બુદ્ધિ અને વિવેકને.

સ્વાભાવિક રીતેજ તેની વર્તણુંક એવી હતી કે જેમાં વેદ ધર્મ લોક મર્યાદાનો લોપ ન થાય. ખરેખર વિજય તું તો કુળદિપકજ હતો. દુનિયામાં સારા ઉપરજ સંકટ આવે છે. ગુલાબની કળી ખીલતાંજ ચુંટાય છે. સારૂ ફળ ઝટ છુરી નીચે કપાય છે. હરિશ્ચંદ્ર સત્યવાદી એટલે એને સ્ત્રી પુત્રને વેચવાં પડયાં. પોતાને નીચ ઘેર મજુરી કરવી પડી. પુષ્પ તરફ સૌ હાથ લંબાવે છે; કેમ કોઇ વાડમાં હાથ નથી ઘાલતું ? એ રીતે અનેક પ્રકારથી એકલોને એકલોજ બબડયો. અને વળી ત્યાંથી ઉઠી બીજી તરફ તપાસ કરવાનું શરૂ કર્યું.

પરંતુ એણે કદી નહિ અનુભવેલ એવાં વિકટ કષ્ટ સહન કરતાં તેનું મન કેવું મુઝાતું હશે. હજારો દાસ દાસી જેનાં હુકમને આધિન હતાં; તેને અત્યારે બોલાવતું પણ કોણ હશે ! વહાલા મિત્ર તું મને ઘડી પણ વિસરતો નથી. પણ તું મને યાદ કરતો હશે કે કેમ ? તેની તપાસમાં લસ્કર મોકલ્યું તો છે; પણ હજુ સુધી તો કાંઇયે પત્તો નથી. પણ પત્તો લાગવો તો જોઇએજ. અને જો પત્તો નહિ લાગશે તો પ્રથમ આ કાર્ય પુરૂ કરી પછી હું તે કાર્યમાં પ્રવૃત થઈ જરૂર મારા મિત્રનો પત્તો મેળવીશ.

વળી થોડીક વાર વીચાર કરી બોલ્યો કે, કાર્ય બન્ને ઘણાં કઠીણ છે. છતાં પણ કદાચ ચીઠ્ઠીનો પત્તો મળે પણ કુમારને મળવા કોણ જાણે. એની પાસે પાણી પંથો ઘોડો છે. ને સમુદ્રમાં પણ પ્રયાણ કરી શકશે. નાના પણ એટલી એની હીંમત નહિ ચાલે. વળી ફાંફાં મારવાં શરૂ કર્યાં.

પ્રિય વાંચક આ માણસ બીજો કોઇ નહિ પણ વિજયનો મીત્ર અને પ્રધાનનો પાલક પુત્ર રમણ હતો. તે રાજા પાસે કોલ કરી નીકળેલો છે કે આ ભેદનો હું પુરેપુરો પત્તો મેળવીશ તે ચીઠ્ઠી ખોળવા માટેજ આવેલો હતો. સામે કોઇ આકૃતી ચીઠ્ઠી શોધવા આવેલી હતી તે દાસી રૂપાળી બા હતાં તે ચીઠ્ઠી જેના હાથમાં જાય તે જીતે એમ વાત હતી, પ્રધાન પુત્ર કરતાં રૂપાળીના મનમાં ચીઠ્ઠીની ઘણીજ કીંમત હતી. કારણ કે પોતે કપટથી કૃત્રિમ ચીઠ્ઠી બનાવી નવી રાણીની પક્ષકાર થઇ. મહેરબાની મેળવવાનું સાધન એકાએક મોતનું નીશાન થઇ પડયુ, તેણે પ્રયત્ન કરવામાં તો કાંઇજ બાકી ન રાખ્યું પણ તે પ્રયત્ન નીષ્ફળ નીવડયા, અને ચીઠ્ઠી પ્રધાન પુત્રની વફાદાર બની અને અંતે તેનાજ હાથમાં ગઇ. રમણ બહુજ ખુશી થયો. એના આનંદનો પારજ ન રહયો. તેને જાણે તે મીત્ર વિજય ન મળ્યો હોય એટલો બધો તે હરખાવા લાગ્યો.

અરે કોઇ જાઓ મારા વાલા બાળને શોધી લાવો. રાણી ઉંઘમાં ફરીથી એમ બોલી. જેથી ઉભરાતા દુધમાં જેમ પાણી પડવાથી ઉભરો સમાઇ જાય તેમ રમણના આનંદનો ભંગ થયો. તેનું મન વિજય તરફ દોડયું ઘડીકભર પછી તે બોલ્યો મન ધીરજ ધર ધીરજથી સર્વ કામ સુધરે છે. મનુષ્ય પ્રયત્ન અને ઇશ્વરકૃપા હોય તો ગમે તેવું કઠીણ કાર્ય પણ સીદ્ધ થાય છે.

જો ઇચ્છા જીનકે મન માંહિ, રામકૃપાસે દુર્લભ નહિ.

માટે સત્યનો બેલી શ્રી રામ છે. પણ આ ઝેરી ચીઠી કોની કૃતી હશે? અક્ષરો અપરીચીત દેખાય છે! આ અક્ષર કોના હશે તે જાણુવા હવે શું યુકતી કરવી? એ રીતે અનેક જાતના તરંગો મન સાથે ઉઠવા લાગ્યા. અંતે કંઇ યાદ આવવાથી તે મહેલ બહાર નીકળી એકદમ સીધી સડકે ચાલતો થયો.



## પ્રકરણ ૮મું.



## વિકટ રણમાં વિજય કુમાર.

છપ્પો.

ધન બળ બુદ્ધિ ધિર દશા ફરતાં સૌ વિસરે,
ફરે દશાનો દાવ નાગને મેડક કચરે.
ફરે દશા જે દીન વીર વ્યંઢળથી હારે,
દશા તણો એ દાવ વાઘને વાનર મારે.
સગાં સંબંધી સર્વ જન જરા ન દે આધાર,
ચીમન ચિન્હ એનું પ્રથમ ભૂલે જન સુવિચાર.
પાંડવ તજી વિચાર દાવમાં હાર્યા નારી,
રૂષીપર નાંખ્યો સાપ પરિક્ષીત મતિ વિસારી,
પૃથ્વીરાજ સમવીર થયો બંધન કાયર કર
પરદુઃખભંજન રાય થયો તે આશ્રીત પરઘર

ચંદ્ર સુરજ નવગૃહ મહિ ગૃહનાયક કહેવાય છે,
છતાં ન છુટે તે ચીમન ઘરણુ થકી ઘેરાય છે.

મધ્યાનનો સમય હતો. ડુંગરોવાળા પ્રદેશમાં અશ્વારૂઢ થઇ કુમાર ચાલ્યો જાય છે. પોતાના ખોળામાં સાચા મોતીથી અલંકૃત થયેલ સુવર્ણ પાંજરામાં પોપટ હતો. સ્વર્ગ લોકના વૈમાન જેવા વેગથી અશ્વ જતો હતો. છતાં કુમારને જાણે તેની કંઇ ખબરજ નથી. તેનું મન અત્યારે ઘણુંજ વ્યાકુળ જણાતું હતું. અત્યંત તાપથી જેમ પુષ્પ કરમાઇ જાય તેમ કુમારની મુખાકૃતી જણાતી હતી.

તે ઘડી ઘડી અશ્રુપાત કરતો, પોપટ તેને અનેક રીતે આશ્વાસન આપી બોધ વચન કહેતો, વળી ક્ષત્રીય વિરોની વિરકૃતી સંભળાવી તેને ધીરજ આપતો હતો. પણ તે ધીરજ દ્રષ્ટાન્ત સાંભળતાં સુધીજ રહેતી હતી અને વળી પાછી એની એજ દશા થતી.

પ્રિય ભાઇ વાંચક! પોપટ કુમાર તરફ ઘણીજ લાગણી દર્શાવનાર હતો પણ લાચાર કે તેનામાં માત્ર બોલવા જેટલીજ શકતી હતી; છતાં પણ કુમારને શોકના દુઃખમાંથી છોડાવવા પોતાથી બનતો પ્રત્યન કરતો હતો. કુમાર જ્યારે છેકજ નારાજ દેખાવવા લાગ્યો ત્યારે પોપટ બોલ્યો કુમાર તું એક વિર ક્ષત્રાણીનું દુધ ધાવેલ છે. સીંહનું બાળક શીકારીયોમાં ઘેરાઇ જાય એથી શું ડરી જતું હશે કે? હીંમત રાખ, આફત મરદનેજ માથે આવે છે.

ગંગારામ, મને આ કયા પાપની સજા થઈ હશે.

કુમાર આ સજાને તું સજા ન માનીશ. કારણ કે ઈશ્વર જે કરે છે તે સારાને માટેજ સમજવું.

શું સારાને માટે ? રાજ્યને બદલે રણમાં વસ્યા તો પણ તેને સારૂં માનવુ ? કુમારે કંટાળા ભર્યો જવાબ દીધો.

હા, હા. એમાં પણ કાંઇક અજબ રહસ્ય હશે.

શું ધુળ રહસ્ય હશે.

તારે શું ધારવું, તે તારા મનના અધિકારની વાત છે. પણ

છપ્પો

દુરીજન દે આશીશ, તેહ ગુણ શ્રાપ સમજવો
સંત દીયે જો શ્રાપ ફળે આશીશ સમાતો
કપી ધ્વજ શીર જે શ્રાપ ગુપ્ત રહેવામાં ફાવ્યા,
અહલ્યા શીર જે શ્રાપ, પ્રભુ પોતે જયાં આવ્યાં.
દશરથ રાજા શ્રાપથી થયા પુત્રના તાત.
અર્ક આત ઉકળે ચમન તો વરસે વરસાત.

એ પ્રમાણે પોપટે કુમારને કહ્યું—

ગગારામ મને મોજશોખ અને રમતગમત માટે દુઃખ થતું નથી; પણ મારાં માજી મારા વિયોગે ઝુરતાં હશે. અરેરે તેના હૃદયને ઘણુંજ કષ્ટ થતું હશે.

કુમાર વૃથા શોકથી શું વળે તેમ છે. પોપટે કહ્યું પણ કુમારે તે વાત પર કંઇ લક્ષ ન આપ્યું અને પાછું પોતાનો ફોનોગ્રાફ શરૂ કર્યો મીત્ર રમણ તું મને યાદ કરતો હશે કે

નહિ? હું ધારૂં છું કે, મારા શીવાય તને બરાબર ફાવતું નહિ હોય પણ તેથી શું? એતો પોતાના ઇષ્ટ સબંધીયોના સહવાસમાં મારા પ્રેમને ભૂલી જશે; પણ મારી માતા મરતાં સુધી પણ મને નહિ વીસારે. માતા માતા! તું શુ કરતી હશે! હું પુત્ર તો તને કષ્ટરૂપ થઈ પડયો.

જરાવાર ચુપ રહયો અને વળી પાછો બોલી ઉઠયો કે, અરે ઇશ્વર મેં એવો શું અપરાધ કર્યો હશે કે જેના યોગે જન્મભૂમી અને જનેતાથી દુર થવું પડયું? કયાં રાજ વૈભવ અને કયાં આ વિકટ રણ. એ બધું કયા કર્મનું ફળ હશે.

એક સમય એવો હતો કે મને સૌ ભાવી મહારાજા તરીકે માનતા હતા. લોકોમાં એમ પણ મનાતું હતું કે, રાજાના પ્રેમપર વિજયે વિજયેજ મેળવ્યો છે. રાજાના મનને જીતવામાં એક વિજય ફાવ્યો છે. જ્યારે રાજાનું મન, મનેજ તજવા ઉત્સુક બન્યું, લોક ધારણા ખોટી ઠરી અને મારી ધારણા તો ધુળમાંજ મળી. વાહરે કીરતાર તારી કૃતિ. એક સમય મને જોઇ સૌના મન પ્રેમથી ઉભરાતાં હતાં, તેજ હું વિજય છું કે અત્યારે આ નીરજન વનમાં અન્ન પાણીના પણ વાંધા છે. આવી સ્થિતિ મારા તગદીરે આવશે એવું મેં સ્વપ્ને પણ જાણ્યું નહતું. વાહરે નારાયણ તારી વિચિત્ર ઘટના. એમ કુમાર લવના કર્યાં કરે છે. પણ હું કયાં જાઉં છું તેનું તેને ધ્યાનજ નહતું. માત્ર અશ્વ જ્યાં લઈ જાય ત્યાંજ નિસંકોચપણે જતો હતો. અશ્વ છુટી લગામે મરજી મુજબ

ચાલતો હતો. જોતજોતામાં ઘણીજ વિકટ ઝાડી અને ચારે તરફ ડુંગરોનો કિલ્લો દેખાવા લાગ્યો.

ગમે તેવા માણસને પણ ભય ઉત્પન્ન થયા વિના રહેજ નહિ તેવી ભયાનક જગ્યાપર કુમાર આવી ચડયો જંગલી પશુઓ આમથી તેમ દોડતાં નજરે પડવા લાગ્યા. પણ કુમાર કંઈ તેની દરકારે કરતો નહિ. કારણકે તે કાયર કે નાદાન ન હતો. પરંતુ કદી ન જોયેલ એવી અસંભવીત વાંત સાંભળીને જો આશ્ચર્ય ઉત્પન્ન થાય તો તે પ્રત્યક્ષ અનુભવનારની શું દશા હશે તે તો અનુભવે તેનુંજ મન જાણી શકે.

જેની સેવામાં સેંકડો દાસદાસી હાજર રહેતાં તેને આજે પ્રાણ બચાવવા માટે ઘણું કષ્ટ ઉઠાવવું પડે છે, એમ ફરી કુમાર બોલ્યો.

કુમાર, જે વાતથી શોક વધે છતાં કાંઇ વળે નહી; તેવી વાતોની યાદી કરી વૃથા તારા મનને શા માટે કલેશ આપે છે ? મારૂં કહેવું માની હવે એ વાતની યાદી કર કે જેથી આવેલ આફત દુર થાય. તું શાણો છે. વળી તેં ઘણાં પુસ્તકો પણ વાંચેલ છે. કહે જોઉં માણસે આફત વખતે કેવી રીતે વર્તવું જોઇએ. થોડીકવાર રાહ જોઇ પણ જવાબ ન મળ્યો ત્યારે ફરીથી પોપટે પુછયું,

કુમાર સંકટનીવારણ પ્રયોગ તને યાદ છે કે ? કેમ બોલતો નથી જવાબ દે, જોઉં તને યાદ છે કે નહિ?

હાજી, યાદ તો છે. પણ એ અનુભવ જાણે પુનર્જન્મમાં કરેલ હોય તેમ અત્યારે અનુભવાય છે. અત્યારે હું એ વિજય

નથી કે જેની બુદ્ધિ ઉમ્મર કરતાં પણ વધુ વખણાતી હતી. અત્યારના વિચારો એ નથી કે જે, અધિકાર કરતાં પણ અધિક કીર્તિ મળતી હતી. અત્યારે હું એ નથી કે, જેને જોતાંજ પ્રજાજન અને ખુદ રાજા પણ પોતાના સર્વસ્વ કરતાં પણ વધુ ચાહતા હતા. એ સર્વ વાતો મને અત્યારે સ્વપ્નમાં જોયેલ જેવીજ ભાસે છે. હું તો મનને ઘણુંએ વારૂં છું પણ તેનાપર કાબુ મેળવી શકાતો નથી એ મન નિરંકુશ થઇ ઘડી ઘડી શોકસાગરની ભયંકર ખાડીમા ગોથાં ખાયાજ કરે છે. પોપટ મન સાથે વિચાર કરવા લાગ્યો કે, કુમારને એવો શું લત ચડાવુ કે જેથી એ સર્વ ચીન્તા વિસરી જાય. કદાચ તેની ચીન્તા આવીને આવી કાયમ રહેશે તો તે મતિમંદ થશે. તેનું કોમળ મગજ ચીન્તાથી ખવાઇ જશે. હવે શું ઉપાય શોધું. યાદ આવ્યું કુમાર તું જાણે છે કે અત્યારે તારે માથે શું ફરજ છે? ફર્જ, શું કહ્યું ફર્જ કે! હા, હા, ફર્જ તો બધી ફના થઇ. હવે તો માત્ર ઇશ્વર પાસે એજ માગું છું કે બાકી રહેલ આ દેહ પણ ફના કરી દે કે જેથી આ કષ્ટમાંથી છુટકારો થાય. મનુષ્ય જન્મ આપ્યો પણ માણવા ન દીધો.

કુમાર શા માટે તારા મનને ઉદ્વેગ કરે છે!

જાણવા છતાં માણવા ન મળે ત્યારે હૃદયને કલેશ ન થાય? તમેજ કહો આવી સ્થીતીમાં મનુષ્યજીવન ગુજારવું એ કરતાં પશું અવતાર શું ખોટો કે કંઇ જાતની ચીન્તાજ નહીં.

ભાઇ સંસારચક્ર એવીજ રીતે નીર્માણ છે. સુખદુખના તડકા છાયડાની માફક વારા ફેરા થયાજ કરે છે. સંસારયંત્ર

મહા ગુચવણીનું સ્થાન છે તેમાંથી હજુ તો તારે આ પ્રથમ પ્રસંગ છે તેટલામાંજ તું હારી ગયો કે? તો પછી હજુ તો ઘણા દીવસ લેવાના છે. તારે માથે તો એવાં કાંઇ કષ્ટ પડયાં નથી, પણ પુર્વે શ્રી રામચંદ્રજી વનમાં ગયા તેમને 'અસુરો તરફથી કેટલીક આપદા પડી છે. વળી, બાર વર્ષ સુધી પાંડવો એ વન ભોગવ્યાં છે તેમને શું કષ્ટ નહિ પડયાં હોય. વળી રાજા હરિચશ્ચંદ્રજી વનમાં ચાલતા હતા તે વખતે બાળયુવરાજ રોહિત કે જે તારા કરતાં પણ વયમાં ઘણોજ નાનો હતો, તે વિશ્વામીત્રના કોપથી અત્યંત રીબાયો છે. તેઓને દુઃખ દેવા માટે વિશ્વામીત્ર રૂષિયે સૂર્યને પૂર્ણ કળાથી ઉગવા કહ્યું હતું. તે તાપમાં અઢવાણા પગે ચાલતાં તે રાજવંશીયોને દુખ નહિ પડયું હોય વળી નક્ષત્ર કાયમ તેમને કષ્ટ દેવા પાસેજ રહેતો હતો. તે જેમ બને તેમ તે સત્યવાદીયોને પીડવાજ આવેલ હતો.

એટલુંજ નહિ પણ તેઓને દુઃખી કરવા ખાસ દેવો તરફથી પૂર્ણ મદદ આપવામાં આવેલ હતી ? તો તે કષ્ટો સહન કરતાં તેમના મનને કંઇજ નહિ થયું હોય. પણ શું કરે! કર્મે લખેલ વ્યાધી ભોગવ્યા વિના છુટકોજ નથી. માટેજ કહ્યું છે કે આપ્રત વખતે ધીરજ ધારણ કરી વર્તવું જોઇએ.

હારિયે ન હિંમત બીસારિયે ના હરિ નામ.
જાહિ બીધ રાખે રામ વાહિ બીધ રહિયે

વળી સંકટ છે, એ તો એક પરીક્ષા સ્થાન છે.

ધીરજ ધર્મ મીત્ર અરૂ નારી,
આપૂત સમય પરખીયે ચારી.

માટે ધીરજ છે એ મોટું ધન છે. દુઃખ દેખી ગભરાવું નહિ. પણ ધીરજથી પ્રયત્ન કરવો કે જે પ્રયત્નથી તે આપત્તિ દુર થાય. ગભરાવાથી તો દુઃખ ઝાઝું અસરકારક થાય છે. માટે હે યુવરાજ તું ધીરજ ધર! ઇશ્વર સૌ સારૂં કરશે. પોપટ હરવખત એ પ્રમાણે અનેક દ્રષ્ટાંત શીખ્યાંતથી કુમારને બોધ દેતો હતો. કુમાર ધીરજને બદલે ઉલટો કંટાળતો હતો, ત્યારે પોપટે જાણ્યું. આમ આ કુમાર માનશે નહિ તો કોઈ બીજો પ્રયત્ન કરવો જોઇએ. થોડીકવાર સુધી તો બંને જણ ચુપ રહ્યા.

કુમારની મનોવ્યથા તો જેવીને તેવીજ હતી. પણ પોપટની વાત તેને કંટાળા ભરી ભાસતી હતી. એટલે જાણે બોલીશ તો હમણાં પાછી એની કથા શરૂ થશે એમ ધારી કુમાર મનોભાવ છુપાવી મુંગે મોઢે રહયો. પણ પોપટ કાંઈ સાધારણ વ્યકિત નહતો. તે તો સીદ્ધ મહારાજની તાલીમ પામેલ હતો. તે કુમારના મનની વાત જાણી ગયો કે, હવે ખાલી વાતોથી આના મનનું સમાધાન થાય તેમ દેખાતું નથી, તો હવે કાંઇ બીજો પ્રયત્ન કરવો જોઈએ.

પ્રિય વાંચક, આપણે વેપાર નોકરી કે એવાજ કોઇ સંજોગને લઈ બહારગામ નીકળવું પડે છે, તો મનને ઘર તથા સંબંધીનો સાથ યાદ આવતાં શું કષ્ટથાય છે, તો પછી

આ તો પાછા ક્યારે આવીશું અને જન્મભૂમી ક્યારે જોઇશું તે નકીજ નથી. વળી તેટલા સમયમાં કોણ જીવશે અને કોણ મરશે તેનો ભરૂશોજ નથી. પછી તેના મનને દુઃખ થાય તેમાં નવાઈજ શું હોય? હવે પોપટ તે વિચાર શોધવા લાગ્યો કે શું કરૂ! ત્યાં તો થોડીજવારમાં એક વિચાર સુજ્યો. એ પહાડની વચ્ચે એક પાણીનું ઝરણ દેખાયું ખળખળ કરતું પાણી નદીરૂપ ધારણ કરી દુર પ્રદેશમાં જતું હતું જ્યાંથી આ પાણીનો પ્રવાહ નીકળતો હતો તેની આજુબાજુ એવો કુદરતી બગીચો હતો કે ભલા ભૂપતી પણ દામ ખર્ચી તે શોભા ન મેળવી શકે! એવો અલોકીક આનંદ જોઇ ઘોડાની લગામ પીંજરાપર હતી અને તેની સરક સળીયામાં લબડતી હતી. તે પોપટે ખેંચી ઘોડાને તે તરફ જવા આજ્ઞા કરી. ઘોડો પણ જરાક ઇશારા સાથે પવન વેગે તે તરફ રવાના થયો.



## પ્રકરણ ૯મું.



### મધુર પુષ્પવાટિકા.

#### હરિગીત છંદ

વેલી વીંટાઇ વૃક્ષને ધરિ પુષ્પ પલ્લવ અવનવાં,
ઘેરી ઘટાના ગુચ્છમાં પક્ષી વસે છે જુજવાં.

વનફળ વિવિધ પરીપકવ રસ ભરપુર ને સુંદર ઘણાં
નીરમળ વહે છે નીર ખળખળ ચમન મન સોહામણાં.
મૃદુગાન કરતી કોકીલા શોભા વધારે આમ્રની,
મધુકર પીયે મકરંદ શોભા રતિ રંગે શ્યામની.
વળી મંદ લહેરી પવનની સુંદર સુગંધી યુકત છે,
કહે ચીમન એ વનમાં અતિ શુદ્ધ સત્વગુણી આનંદ છે.

ઉંચા ગીરીના શીખર ઉપરથી પડતાં ઝરણ ઘણાક પથરો ફોડી પૃથ્વીની સપાટીપર આવી તે પાણી દુર દેશની મુસાફરી કરતું હશે એવી ધારણા બંધાતી હતી! પાણીના તટ સમીપે નાના પ્રકારના વૃક્ષવેલી ઘણાક ફળયુકત વૃક્ષ—તથા મધુર સુવાસીત પુષ્પ ધારણ કરનાર કુદરતી બગીચાની શોભાનું વર્ણન તો વર્ણવી શકાય તેમ નથી. આ સ્થળ જાણે અપ્સરાઓનું વિહાર સ્થાન હશે અર્થાત કોઇ તપસ્વીયોના સમુહનુ પુજ્ય ધામ તો નક્કી હશેજ. રસભર્યાં મીષ્ટ ફળોના લુમખા વૃક્ષની ડાળીયોને ઝુકાવી જાણે કોઇને આદર દેતા હોય તેમ ભાસ થતો હતો.

પ્રિય વાંચનાર! આ સ્થળમાં ગમે તેવો દગ્ધ હૃદયનો માણસ કદાચ આવે તો તે પણ શાન્તી અનુભવ્યા શિવાય રહે નહિ. આ રમ્ય સ્થાનમાં કાયમ રહી સાત્વિક ફળ અહાર અને નિર્મળ ઝરણનું પાણી પીવું અને કુદરતી કારીગીરીથી બનેલ મધુર પુષ્પ વાટિકામાં નીદોષ વિહાર કરવા કોઇકજ ભાગ્યશાળી થતું હશે. કુમાર વિજયસીંહનો અશ્વ પણ આ તરફ આવતો જણાયો. અત્રે એક વિશાળ વડ વૃક્ષ હતું તેની

નીચે આવતાં કુમાર આ શીતળ છાયા તળે જરા વિશ્રાંતી લઇએ તો ઘણુંજ સારૂં. જુવો, આપણો અશ્વ ઘણો ભૂખ્યો થયો છે. તેને માટે અહીં પુરતુ સાધન છે. ઘાસ પણ લીલું અને રસ ભર્યું છે. પાણી છે. વળી વૃક્ષઘટામાં ફૂળો કેવાં ઝુકી રહ્યાં છે. તેમાંથી જો તું થોડાંક લાવે તો આપણે પણ ક્ષુધા શાંત કરીએ. પછી પંથે પળીશું. કુમાર પણ તાપમાં અકળાઇ ગયો હતો. અત્રેનો આનંદ તેના મન સાથે ધીરે ધીરે મુલાકાત લેવા લાગ્યો. શીતળ સુગંધિત પવન, વૃક્ષ ઘટાની છાંય અને પક્ષીઓનો કીલોલ એ સઘળું જાણે કુમારના દીલને આનંદ પમાડવાજ ન ગોઠવ્યું હોય તેવું ઉપયોગી થયું.

જયારથી ગામ છોડયું ત્યારથી પોપટ, ઘોડો કે કુમાર એ ત્રણે જણા હજુ સુધી શાન્ત ચીતે બેઠા ન હતા તેવો આનંદ આજે અચાનક મલ્યો. વડના મુળ સાથે ઘોડાને એક લાંબા દોરડાથી બાંધ્યો, અશ્વ પેહોંચી શકે તેટલામાંથી ઘાસ ખાવા લાગ્યો. થોડીજવારમાં તો તે ધરાઇને છાયડે ઉભો રહ્યો. કુમાર પણ થોડાક ફૂળ લઇ આવ્યો પોપટને પીંજરામાંથી બહાર કહાડી બંને જણ ફળ અહાર કરવા લાગ્યા. ખાતા ખાતા કુમાર બોલ્યો ! વાહરે વાહ ! આ ફ્ળો ઘણાંજ સ્વાદીષ્ટ છે.

હા ભાઇ અમૃત જેવાં મીઠાં છે.

અને આ પવનની લેહેરી મનને ઘણોજ આનંદ આપે છે. વળી આ પુષ્પવાટીકામાંથી આવતો પવન તો ઘણોજ સુઘંધીત છે. એ પવનથી તો ઘણોજ આનંદ થાય છે. અને આ પર્વતનાં ગગન ચુંબીત શીખરો સુધી પણ વૃક્ષની છટા

અજબ શોભાયમાન લાગે છે. આ સ્થળ તો ઘણુંજ રમણીય લાગે છે. ખરેખર ઋષીમુનીઓ આવા સ્થળના અનુપમ આનંદમાં જીવન ગુજારે તો પછી રાજવૈભવને તુચ્છ માને તેમાં નવાઇ શું છે. એમ વાતચીત કરતાં થોડીકવારમાં તો તે ફળ ખાઇ રહ્યા, કુમારેને ફળોનો સ્વાદ રહિ ગયો તે બીજાં ફળ લેવા જાય છે. એટલામાં ઘોડા સામે નજર ગઇ. તેને ઉભેલો જોઇ વિચાર્યું કે, એને પાણી પાઉ! અશ્વની નજીક જઇ તેનાપર હાથ ફેરવતાં કુમાર બોલ્યો. શાબાશ! મારા વહાલા અશ્વ તેં તો રંગ રાખ્યો છે. આવા સંકટ વખતે તેં મને બહુ મદદ કરી છે. કેટલેક દુર દેશ આવ્યા છીએ તે તો તારા પગ જાણુતા હશે. તને બહુ થાક લાગ્યો હશે, મારા વહાલા રેવંત! તેં મારી સેવા બજાવી છે, તો હું આજે તારી સેવા બજાવું. ચાલ, આ નદીમાં તને ખુબ ચોળીને નવડાવું. રેવંતને દોરી નદીમાં ગયા. પાણી પાયું, નવડાવ્યો અને પોતે પણ સ્નાન કર્યું. બહાર નીકળી કીનારાપર આવ્યો. ત્યાં તો પોપટે બુમ મારી કહ્યું કે, કુમાર ચાલો ચાલો, દીવસ અસ્તાચળ તરફ ઉતરી પડયો છે. જલદી કરો.

તેની શું ચિન્તા છે.

કુમાર, આ જંગલ છે. અહીં રહેવું ઉચીત નથી.

કાંઇ ફીકર નહિ.

વિજય બાળકબુદ્ધિ ન કર. મારા કહેવાનો મર્મ તું સમજયો નથી. કારણ કે આ અરણ્ય ઘણું વિસ્તીર્ણ છે. તેમાં

અનેક જાતનાં ઘાતકી પશુઓ વસતાં હશે. કદાચ તું ઉંઘી જાય અને કંઈ જાનવર ઘોડાને મારી નાંખે તો તારી શી દશા થાય તે તને યાદ છે?

કુમારને પણ તે વાત ઉચીત લાગી. કુમારે અશ્વ પલાણ્યો. અને આસ્તેથી ચલાવતો અને ઇશ્વરી કૃતિની સૌંદર્યતાને જોતો વખાણતો તે ચાલવા લાગ્યો. જ્યારે માઈલભર દુર ગયા હશે! તેટલામાં તો અશ્વની કૃતિ કંઈ અવનવી જોઈ તે ઘડી ઘડી ચમકી પડતો અને આડુ અવળુ જોતો ભયભીત સમાચાર આપવા લાગ્યો. પણ કુમારે કાંઈ વાત ગણકારી નહિ.

પોપટ–કુમાર આજે ઘોડો આમ કેમ કરે છે.

કાંઈ નહિ એ તો ખાલી. આજે એને પણ ખુશાલીજ છે.

ના, ના, કુમાર એની આંખ મને ભયસુચક દેખાય છે.

એમ વાત કરે છે, ત્યાં પોપટની નજર પાછળ જવાથી એણે એક ઘોડેસ્વારોની ટુકડી જોઈ. તે સર્વે જણ મજબુત બાંધાના, શરીરે રૂષ્ટપુષ્ટ, શ્યામરંગી અને પહેરવેશ જંગલી લોકો જેવો હતો. આંખ લાલચોળ અને ભયંકર રાક્ષસી આકૃતિવાળા લગભગ આશરે પચાસ માણસનો જથ્થો દેખાયો. જાણે તે લુટારા હશે. એમ તેમનો દેખાવજ કહી દેતો હતો. પોપટના મનમાં બે દુ:ખ ઉત્પન્ન થયાં, જો કુમારને જણાવે તો તે હઠીલો સામે થાય તો આ અસુરો વચ્ચે તે બાળક શું કરે. વળી ન કહે તો કુંવર ફસાઈ જાય છે. શું કરવું તે વિચારની ગંભીર ઘટનામાં પોપટ ગુંથવાયો.

તે સવારો નજીક આવતા દેખાયા તેથી પોપટે પછી કુમારને કહ્યું કે ભાઇ વિજય આજે આપણે ત્રણે જણે ખુશીમાં દીવસ વિતાવ્યો છે તો તે ખુશીમાં મને એક વાત યાદ આવી છે જો માને તો.

કુમારે કહ્યું કહોને શું છે.

તમો જ્યારે દસેરાની સવારીમાં ગયા ત્યારે લોકોનું કહેવુ એમ છે કે તમે અશ્વ દોડાવી લોકોને ચકીત કર્યા હતા. પણ તે વખતે હું હાજર નહતો. માટે જુવો અત્યારે તેનાથી પણ અધીક પ્રસંગ માની ઘોડાને દોડાવો જોઉ. આજે ઘોડાનું અને તમારૂ પાણી બતાવવાનો પ્રસંગ છે. કુમાર આ માર્મીક વાણીનો ભેદ ન સમજ્યો. પણ ઘોડાને તો મારી મુકયો જેમ નભમંડળમાંથી તારો ખરે તે માફક ઘોડો સણસાણટ જમીન કાપવા લાગ્યો; લુટારા લોકો પણ સારા સારા ઘોડા રાખતા હતા પણ આ અશ્વને પહોંચવા કોઇ ભાગ્યશાળી ન થયો. પુર જોશમાં ઘોડા દોડયાજ કરે છે. પાછળ આવનારથી કુમારને ઘણું છેટું રહ્યું. સુર્યદેવ સંપૂર્ણરીતે છુપાઇ ગયા. અંધકારમય કાળી ચાદર છવરાવવા લાગી.

ધીમે ધીમે રીંછ, વાઘ, વરૂ ઇત્યાદિ પ્રાણીઓ શીકાર માટે આમ તેમ અથડાતાં નજરે પડવા લાગ્યા.

ગંગારામ જો જો પેલો મોટો વાઘ જાય. તાકુ નિશાન!

નારે, ભાઇ ના, અત્યારે શીકાર કરતાં શીકાર થઇ જવા જેવું છે.

અરે વાહરે વાહ! હિમ્મત તો સારી આપો છો.

કુમાર જો, સામે સાગર દેવનાં દર્શન થયાં.

સામે સાગર દેખાયો. પાછળ આવનાર લુટારાઓ આજ જંગલના રહેનાર હતા. તે લોકોનો ધંધોજ લુટવાનો હતો. તેઓ આખા જંગલના જાણીતા હતા. તેમને ખબરજ હતી કે, આ રસ્તો દરીયા શિવાય બીજે કયાંય જતો નથી. પછી તે ગમે તેટલો દોડે પણ આપણા હાથમાંથી કયાં જવાના છે. એ ધારણાથી આશાના તારે ખેંચાઇ આવતા હતા. પણ એ જાણતા ન હતા કે જેનો રખેવાળ ઇશ્વર જેવો સમર્થ તેને કોઇ શું કરી શકે? કહ્યું છે કે,

દોહરા.

જીતને તારે ગગનમેં ઇતને વેરી હોય,
કૃપા કરે શ્રી રામ તો બાલ ન બાંકો હોય.

થોડીજવારમાં કુમાર દરીયાપર આવ્યો અને ઘોડાને અટકાવી બોલ્યો કે ગંગારામ અહીંથી હવે કયાં જઇશું?

ત્યારે પોપટે કહ્યું કે, કુમાર હજુસુધી આપણો આ અશ્વ પાણીમાં ચાલે છે. તે વાતની તારીફ તો સાંભળી છે પણ અનુભવ કર્યો નથી. માટે સીધે રસ્તે દરીયામાંજ જવાદે. કુમારે ઘોડાને દરીયાઈ રસ્તે મારી મુકયો. આગળ જતાં એક બેટ આવ્યો.

પોપટ–ભાઇ હવે આ બેટપર રાત્રી ગુજારો. અહીં તમને કોઈ જાતનો ભય નડવાનો નથી, પણ એક દુઃખ તો અહીં પણ છે.

વળી અહીંપણ કરમની કઠણાઇ આગળજ છે કે,

હા છે પણ બીજી જગ્યા કરતાં ઘણીજ થોડી, માત્ર તમે જાગૃત રહેજો જો; ઉંઘશો તો તમને મગર લઇ જશે. અને આ અશ્વને દરીયાઇ ઘોડા આવશે તો ભગાડી જશે. જમીન પર તો તમે ચાલીને પણ પથ કાપી શકશો: પણ અહીંનો ઘોડા સાથેજ તમારૂં જીવન જાણજો.

ડાકુ લોકો બીચારા આવી જુવે તો કંઇ ન જોયું એટલે તેમણે ધાર્યું કે આપણને ઠગવા શારૂ ભૂત આવ્યું હશે એથી પાછા વળ્યા. ગંગારામે કહ્યું કે કુમાર આજની રાત તું અહીંજ રહે અને મને જરા છુટો મુક. હું પણ દરીયાની હવા ખાઇ સવારે પ્રયાણ સમયે હાજર થઇશ.

પ્રિય વાંચક, પોપટ રવાના થયો અને અશ્વ સાથે વિજય અહિંજ રહયો.



# પ્રકરણ ૧૦ મું.



## વરઘેલી વનિતા.



### મનહર છંદ.

વિવાથી વિશેષ કાંઈ ઉમંગ ન એકે બીજો,
વિચારે ઉચારે ઉર ઉમંગી જણાય તે.
એથીયે અધિક હર્ષ વાંઝીયાં જો પુત્ર પામે,
મળે આંખ અંધને તો મન હરખાય તે.
વિપત્તિ ટળીને કોડપતિ જો કંગાલ થાય,
જીતે સુર રણ ત્યારે મન હરખાય તે.
ચીમન અથાગને અમાપ એ ઉમંગ નામ,
રાય રંક વચ્ચે ઓછો વધુ ન કહેવાય તે.
અવસર જેવો તેવો ઉમંગ બધાને હોય,
વધારે જણાય તે જરૂર જર જાણવો.
જનમ મરણ ભોગ રોગ દ્વેષ કલેશ વળી,
ઉંઘ ભય આશમાં સમાન સર્વ માનવો.
ઉંચ નીચ હોય તોય સ્વાભીમાનમાં સમાન,
કોઇ જન નીજ મન મુરખ ન માનવો.
આખી અવનીમાં જાત ઉત્તમ હમારી વળી,
ડાહ્યો મારાથી ચીમન કોઈને ન જાણવો.

આજે આનંદગઢમાં કાંઇ અવનવોજ આનંદ છવાઇ રહ્યો હતો. આખા બજારમાં સરીયામ રસ્તાની શોભા તો આજે વખાણવા લાયકજ હતી. રાજા ઇંદ્રસેન દરબારગઢથી તે ઠેઠ દરિયાના કિનારા સુધી આખા રસ્તાપર કેળના સ્થંભ આસો-પાલવનાં લીલાં પત્રના તોરણ અને બીજી પણ અનેક જાતીમાં ઘણીક ગોઠવણ કરવામાં આવી હતી. રસ્તાઓપર ઘણીજ સફાઈ કરી પાણી છંટાવી શુભ ચિન્હ દર્શાવનાર તરેહવાર ગોઠવણ કરવામાં આવી હતી. આખા શહેરમાં ધામધુમ મચી રહી હતી. અણીયાળી આંખોમાં કાજળ આંજી કામીનીઓનાં ટોળેટોળાં દરબારગઢમાં જતાં હતાં. સુંદર વસ્ત્રો અને સારા અલંકારો યથાશકિત સર્વ નાગરિકોએ ધારણ કર્યાં હતાં. થોડીજવારમાં તો સવારી નીકળી. રાજા પણ હતા. છતાં મુખ્ય આસન ખાલી હતું. તેથી એમ ધારણા બંધાતી હતી કે કોઇનું સામૈયુ કરવા જતા હશે; અને વાસ્તવિક રીતે હતું પણ તેમજ. કાલે દેવીએ કુંવરીને આપેલ વરદાન મુજબ આજે દરીઆઈ રસ્તેથી દેવાંશી યુવક અર્થાત કુંવરીનો લાયક પતિ આવવાનો છે તેનું સામૈયું હતું. વાહરે વાહ! વિવાહ જેવો આનંદ અને મરણ સમાન શોક એ દ્રષ્ટાંત દુનીયામાં કહેવાય છે, તે કાંઇ ખોટું નથી. એક તરફ કુંવરીનો આનંદ; તો વળી સર્વથી નિરાળોજ હતો. વરઘેલી વનિતા આજે હર્ષઘેલી બની હતી.

તેના મનમાં પુર્ણ આનંદ છલકાતો તે વારંવાર પોતાના વસ્ત્રશૃંગાર જોતી ઘડીકમાં આ વસ્ત્ર બદલી બીજા ધારણ કરતી.

તો ઘડીકમાં ઝરૂખે ચડી દરીયા તરફ ઘણીજ બારીક દ્રષ્ટીએ એક ધ્યાનથી જોતી. તે તરફ જોતાં તેના મનની આતુરતાં કંઇ વધારે જણાતી હતી. એટલામાં તો માલણ પુષ્પનો ડ્રેસ ગુંથી લાવી તે ધારણ કરી. અને પોતે મનમાં મલકાતી, પોતાની સખીને પુછવા લાગી, સખી જોતો ખરી! આ પોશાક મને કેવો શોભે છે?

બા સાહેબ–આપની સુંદરતામાં આ પુષ્પની શોભા અને સુગંધ બંને મળ્યા પછી પુછવા જેવુંજ શું રહ્યું?!

સખી–હા બા, સોનું અને સુગંધ બે સાથે મળ્યું.

પણ હજી જરાક ખામી છે, ત્રીજીએ કહ્યું.

બીજી બોલી તે શું?

જો જાણે મદનવાડી તો ખીલી પણ ભોગીભ્રમરની જરા ખામી જણાય છે. કેમ અલી ખરૂંને?

તે તો આજે મળશે; પછી?

પછી જાણે કુંદનમાં હિરો જડાયો.

પણ બા સાહેબ, તમારા સ્વામીનાથ હઠીલા હશે તો તમો તેમને મનાવી શકશો કે?

અરે ઘેલી એમ તો આપણી સખી પ્રવીણ છે. કાંઇયે શીખવવું પડે તેમ નથી. હજું તું જોજે તો ખરી! જેમ દુધમાં સાકર ભળે તેમ ભળી જશે.

કુમારી અત્યાર સુધી ચુપજ હતી. તે કહેવા લાગી કે તમો સર્વને બીજી કાંઇ વાત આવડે છે કે નહિ? જુવો સામેથી માજી આવે છે. બધીઓ ચુપ થઇ. રાણી આવ્યા,

કુંવરી પાસે બેશી બોલ્યા કે બેટા શું કરે છે?

કુવરીયે શરમાતા કહ્યું કંઇ નહિ માજી.

હાં, પણ આકાશવાણી તે બરાબર સાંભળી હતી કે?

હા માજી.

તો ઠીક, નહિતર આટલું બધું ધાંધલ કર્યું છે, અને જો વાત જુઠી પડશે તો દુનીયાં હાંશી કરશે.

અરે એમ તે બને કે? વળી દેવ વાણી તે ખોટી થતી હશે કે? ના ના, દેવ વાણી તો ખોટી નજ થાય પણ કદાચ તું તારી ભ્રમણાથી ઠગાઇ હોય તો એમ થાય.

એમ કેમ બોલો છો માજી? શું હું ગાંડી છું?

જો દીકરી પ્રેમીની દશા સ્વાભાવીકજ એવી હોય છે. જો ચકોર ચંદ્રની ચાહનાને લીધે અંગારા ખાય છે. છતાં તે બળતું નથી એમ કદાચ તારી ભાવનાયેજ તને ઠગી હોય તોઃ-

પ્રિય વાંચક! રાણીનું સમજવું યોગ્ય હતું. કારણ કે, શુદ્ધ ભાવનાથી ઘણો સમય તપ કરવા છતાં પણ પ્રત્યક્ષ દર્શન થવાં મુસ્કેલ હોય છે. એવી સાક્ષાત ઇશ્વરી સહેજ વાતમાં વરદાન આપી દે, તે વાત શંકા ભરીજ હતી. કુમારીએ સાંભળેલી દેવવાણી તે દેવ વાણી નહતી; પણ કૃત્રિમ વાણી હતી. આપણે આગળ વાંચી ગયા કે, સમુદ્રના બેટમાં

કુમાર વિજયને બેસાડી પોપટ ફરતો ફરતો કર્મ સંજોગે અહીં નીકળી આવ્યો હતો. તેણે અનુકુળ પ્રસંગ જોઇ આ લાભ લીધો હતો. દેવળના ઘુમટના પોલાણવાળા ભાગમાં છુપાઈ આ પોપટેજ આકાશ વાણી સંભળાવી હતી. સર્વ લોક વિદાય થયા. ત્યાર બાદ પોતે કુમાર તરફ રવાના થયો. કુમાર પણ એકાગ્ર-તે એનીજ રાહ જોતો હતો. તે ગંગારામને જોઇ હરખાયો અને બોલ્યો; અરે વાહરે વાહ પક્ષીના વળી ભરોસા કેવા? જાણે પોપટને પોતે જોયોજ ન હોય એમ ડોળથી બોલ્યો. તે સાભળતાંજ પોપટ તેના ખભા ઉપર આવી બેઠો

કોણ? ગંગારામ.

હા, કુમાર હમણાં તમે શું કહેતા હતા.

એ તો કાંઈ નહિ.

ના, ના, તોયે! તને મારા સમ. સાચું કહે કે તને મારો ભરોસો ન હતો.

ભરોસો તો ઘણોએ હતો પણ એથી વળે શું? કાલે રાત્રે મને અહીં એકલો આ જળરૂપી કીલ્લામાં પુર્યો હતો તે પછી અત્યારે ખબર લીધી. મારે કાંઈ પાંખ હતી કે હું ઉડી જાઉં!

મારા બાળા રાજા એમ કેમ બોલે છે. તારી પાસેએ સાધન છે કે, જ્યાં પંખી પણ કામ ન કરી શકે.

એ તો બધું ઠીક છે. પણ કહે કે, અત્યાર સુધી ક્યાં રોકાયો હતો. કયા કાર્યને લીધે રોકાવવું પડ્યું.

કુમારના મનમાં એમ હતું કે, તને સુંદર ફળ અને સ્વજાતિ સમુહ મળ્યો હશે. તેથી આમ પ્રશ્ન કર્યો.

કુમાર! હું તો પક્ષી છું, મારે કાર્ય શું હોય; પણ હું જે કાંઈ કરતો હઈશ તે તારે માટેજ હશે.

મારે માટે!

હા' તારે માટેજ મેં પ્રપંચ રચ્યો છે.

ત્યારે તો કહે કે તેં શું પ્રપંચ રચ્યો છે.

જો સાંભળ, પ્રથમ તું અશ્વ તૈયાર કર. હું તને રસ્તામાં સર્વે વાતથી વાકેફ કરૂં છું. જો કામ જલદીનું છે માટે વાર કરવી વૃથા છે. ચાલ, વહેલો થા. કુમારે અશ્વ તૈયાર કર્યો. પોપટને સાથે લઈ રવાના થયા, પછી ચાલતાં ચાલતાં પોપટે તેને સર્વ વાતથી વાકેફ કર્યો.

પ્રિય વાંચક! સવારી દરિયા કિનારે આવી તેમાં વાતો થવા લાગી કે, દરિયામાંથી ઘોડેસ્વાર કુંવરીને વરવા આવનાર છે. એ વાત શું બનયા યોગ્ય છે. વળી જવાબ દેતાં બીજો બોલ્યો કે, સાંભળોને! એ તો ખાલી ગપાટા. મેં મારી આટલી જીંદગીમાં નથી જોયું કે નથી સાંભળ્યું કે દરિયામાં અશ્વ ચાલે છે. અને વળી કુંવરી માટે પૃથ્વી ઉપરથી વર આવે તો ન ચાલે કે? તો વળી કોઈ અરે ભાઈઓ મોટા લોકોની વાતમાં આપણે બોલવુંજ નહિ. જે થાય તે જુવો. આપણે શું કામ બોલીએ. ત્યારે કોઈએ કહ્યું ભાઈ એ તો વાસીદે સાંબેલું તણાય અને આખું કહોળું શાકમાં જાય.

એવી વાત છે. વળી બીજો બોલ્યો ભાઇ એ તો રાજાની દીકરી ખરીને?! એટલે એના માટે દરિયામાંથી વર આવશે.

જમીનપર ચાલનારને તો સૌં કોઇ પરણે છે; તો પછી રાજાની કુંવરી માટે તો કાંઇ જુદુજ હોવું જોઇએ.

અરે ભાઇ, તું તે કેવી મુર્ખ જેવી વાત કરે છે, ખુદ પરમાત્માને ફુલ ચડાવવા હોય પણ તે આકાશમાં ખીલવાં અસંભવીત છે. મને તો એમ લાગે છે કે કુંવરીની મતી ફરી હશે.

આ બધી વાતો રાજાના સાંભળવામાં આવતી હતી પણ અત્યારનો પ્રસંગ એવો હતો કે તે લેશપણ બોલી શકતો ન હતો, કારણ કે સ્વારીને અહિં આવે ઘણો ટાઇમ થયો હતો. પણ હજુ કાંઇ પત્તો ન હતો. રાજાના મનમાં પણ આ લોકોની વાતનેજ સ્થાન મળતું હતું. થોડીવાર થતાં તો કંઇક આકાર દેખાવા લાગ્યો જોતજોતામાં તો તે સ્પષ્ટ રીતે દેખાવવા પણ લાગ્યો. આ વાતથી વીરૂદ્ધ બોલનારનાં મોઢાં શ્યામ થઇ ગયાં. રાજાના આનંદનો પાર રહ્યો નહિ, યથાવિધિ તેને વધાવી લીધો, અને ત્યાંથી વરઘોડો શરૂ કર્યો. રાજાને ત્યાં વિવાહ એટલે આખા નગરની સ્ત્રીયો બનીઠની ગીત ગાવા આવી લાગી.

વરઘોડામાં કેટલુંક હયદળ, કેટલુંક પેદલ અને કેટલાક ગજ રથ હતા; સાથે વિવિધ પ્રકારના વાજીંત્રો વાગતાં હતાં.

કુમારને ગજપર પધરાવવા દરેકનો આગ્રહ હતો. પણ કુમારે જવાબમાં જણાવ્યું કે મને તો મારા અશ્વપરજ બેસવું ઠીક લાગે છે.

પછી કોઈએ ઝાઝો આગ્રહ ન કર્યો. વરઘોડો પૂર્ણ દમામભર નગર તરફ ચાલ્યો. નગરમાં આ વાત ઘણીજ અજાયબી જેવી મનાતી હતી. દરેક જણ દેવાંશી પુરૂષને જોવા ઉભા હતા. ભીડ તો એટલી હતી કે મારા જેવાને તો કોઈ દાદજ ન આપે; પણ જ્યાં સરકારી સિપાઈઓ હટો દુર હટો ! એમ બોલી રસ્તાપર જગ્યા કરાવતા સવારી આગળ ચાલ્યા આવતા હતા. કુમારને તો લોકો દેવજ માનતા હતા. અને કુમારની ખુબસુરતી પણ તેવીજ હતી. દરેક નગરજનો એમજ જાણતા હતા કે કુંવરી ખરેખર પુરી ભાગ્યશાળી કે જેને વરવા દેવ પધાર્યા. તો વળી કોઈ કહે એ તો ભાગ્યશાળી છે પણ ભલે તેણે હમારા રાજાને ઘેર જન્મ લીધો કે જેને યોગે આખા નગરને દેવના દર્શન થયાં. પણ આ કયા દેવ હશે, તેમને કયા દેવનું નામ દઈ નમન કરવું. તો કોઈ કહે ગમે તે હશે પણ દેવ છે. એ વાત તો સાચીજ છે. કારણ કે જેની આવવાની વધાઇ પણ દેવ વાણીથીજ મળી. જેનું આગમન પણ આપણે નજરેજ જોયું કે તેઓ મધ્ય દરિયા તરફથી આવ્યા એ કાંઈ દેવ શિવાય અન્યથી તો નજ બને.

એ રીતે વાતચીત કરતાં લોકો કુમારને સહપ્રેમ વંદન કરતાં જયદેવ, જયદેવ એમ ઉચ્ચાર કરે છે. વરઘોડો આખા નગરમાં પૂરી હવે માંડવે આવ્યો ત્યાં મંડપની રચના તો

જોતાંજ છક કરી નાંખે તેવી હતી. ત્યાં ઘણાક વિદ્વાન પંડીતો હાજર હતા. કુમારને તોરણ નીચે ઉતારવામાં આવ્યો. ત્યાં સાસુએ લોકીક રીવાજો તમામ કર્યો, રાણી પણ પોતાના જન્મને કૃતાર્થ માનતી હતી. અને મન સાથે કહેતી હતી કે મારા જેવી ભાગ્યશાળી આ અવનીમાં થોડીકજ સ્ત્રીયો હશે કે હું દેવને પોંખવા ભાગ્યશાળી બની છું. વળી પોતાની દીકરી તરફ એની એવી ભાવનાઓ થતી હતી કે દીકરી તેં તો મારૂં કુળ અજવાળ્યું; અરે ઇકોતેર પેઢી તારી, તું ભલે મારી કુખે જન્મી. કુમારને પોંખી મંડપમાં પધરાવ્યા. કન્યાદેવીને પણ પધરાવ્યા.

બ્રાહ્મણોએ વેદ ધ્વની શરૂ કરી. જવતલ હોમાવવા લાગ્યા, પુર્ણ વિધિ સાથે હસ્ત મીલાવી આશીર્વાદ આપતાં સમસ્ત વિપ્રવૃંદ ઉચ્ચાર કરવા લાગ્યો કે, ક્ષેમં કલ્યાણં આરોગ્યં.



# પ્રકરણ ૧૧ મું.



## અણધારિ આફત.



છપ્પો.

માનવ ધારે કાંઈ કાંઈ કીરતાર કરે છે.
અણધાર્યું થઇ જાય, ધારણા અધર રહે છે.

વિણ માગે વરસાદ માગતાં મોત ન આવે,
સુખ ચાહે સૌ કોઇ દુઃખ ઇચ્છાવિ આવે.
ચીમન કહે કીરતારની અકળીત કૃતી કહેવાય,
મનુષ્ય કર્મ નીર્મીત બધાં હરિઇચ્છા પૂળદાઈ.

વિશ્વ પતીની કેવી વીચીત્ર કૃતી છે. જે કુમાર થોડા દીવસ પ્રથમ પોતાની માતાના ખોળામાં ખેલતો હતો. તેજ કુમાર વનનાં કષ્ટ ભોગવતો આપણે જોયો હતો. આજે તે કુમાર પુખ્ત ઉમરવાળી ચતુર ચતુરા સાથે વેદ વીધીથી વિવાહ કરી પ્રેમભરી વાણીથી વિનોદ કરી રહયો છે.

પ્રિય, આજે ચારપાંચ દીવસ થયાં છતાં તારી શરમનો પડદો કેમ દુર થતો નથી.

શરમ એતો સ્રીયોનો મુખ્ય સ્વભાવ છે.

છતાં તેની હદ હોય છે.

તે તો ખરૂં છે; પણ–વળી અટકી. ખરેખર આ શરમ તો તે પ્રેમીઓને વિક્ષેપરૂપજ હતી.

કેમ કેમ, પણ કહી અટકી શા માટે? જે કહેવું હોય તે કહો, શરમાશો નહિ.

હા, બેન શરમાશો તો સંસાર કેમ ચાલશે. સખીઓ આવી તેને જોઇ કુંવરી ચીડાઈ. તે જોઇ બીજી બોલી બેન, ચીડાશો નહિ. હમે તો આ ચાલી. હમો કાંઇ તારા સુખમાં ભાગ પડાવવા આવી નથી. પણ તારી ચતુરાઇ જોવા આવી છીએ. છતાંય તને ઈર્ષા આવતી હોય તો તું જાણે!

રાંડ તને તો બોલવાનુંયે ભાન છે કે નાહ.

ભાન તો તું ભૂલી છે કે, હજુ તો ચારજ દિવસ થયા છે. ત્યાં તો હમારાપરનો પ્રેમે કોણ જાણે કયાં ગયો?

ગાંડીરે ગાંડી, એ પ્રેમ થોડોજ કાયમનો હતો કે ન જાય. એ તો જ્યાં સુધી મન મંદીરના માલીક અહીં ન હતા ત્યાં સુધીનો ટાઇમ ગુજારવા પુરતોજ હતો.

વારૂ, વારૂ, હવે અહીંથી જાઓ. કુંવરીએ આંખ કાઢી કહ્યું.

લ્યો સખીઓ! આ આપણી પ્રિય સખી પરણ્યા પછી આપણને સખી ભાવથી ઇનામ આપે છે.

ના, ના, એમ નહિ. આપણે આવે સમયે આવ્યાં જેથી એનાં રંગમાં ભંગ થયો, એટલે ચીડાયજ કેની!

વારૂ બા સાહેબ, રજા લઇશું. તમે લેશ પણ અકળાશો નહિ. સખીઓ ગઈ એટલે પાછી રાજકુમારી સ્તબ્ધ ઉભી રહી. હવે રાજકુમારે આસન છોડયું. પોતાની પ્રિયતમા પાસે જઈ એક મધુર ચુંબન લીધું. અને કુંવરી છણકાઇ. બાળા રીસ ન કરશો. ઉભાં રહો.

જાઓ, જાઓ, ધુતારા તમને પણ મારી સખીઓની નઠારી સોબતની અસર થઈ કે શું?

રાજકુમારી, તમારૂં સ્વરૂપ તો ખરેખર સુરલોકની અપ્સરાઓને પણ શરમાવે તેવું છે. તો તેમાં આ શરમરૂપી દુષણ જરાએ શોભતુ નથી.

ઘણુંજ અજબ ! રાજકુમારીએ કુમારની મશ્કરી કરી.

શું અજબ ! જરા ખુલાસાથી તો કહો.

હમારે મનુષ્ય લોકમાં તો શરમ એજ ભૂષણ મનાય છે. જ્યારે દેવલોકમાં તે દુષણ મનાય છે? હમો જ્યારે સુરલોકને શ્રેષ્ટ માનીએ છીએ અને ત્યાંનું ચિત્ર આવું ? !

ના, ના, સુંદરી એ તો સહેજ હું આપની સાથે ગમ્મત કરૂં છું. બાકી દેવલોક તો દેવલોકજ છે.

પણ, એ તો કહો કે, તમો કયા દેવના નામથી ઓળખાઓ છો. તમારા પિતાનું નામ શું ?

કુમાર ગુંચવાયો કે હવે શું કહેવું ? !

કેમ, બોલ્યા નહિ.

હાં, જુવોને જાણે એમ છે કે, ઈંદ્રદેવની મના છે કે, સુરલોક નિવાસી ભૂપર જાય; પણ પોતાની ઓળખાણ આપે તો તે સ્વર્ગલોકમાંથી પદભ્રષ્ટ થાય.

તો પછી આપ મને ત્યાં કેવી રીતે લઇ જશો ?

કુમાર, વળી કોકડું ગુંચવાયું. હવે શું કહું.

કેમ ! ચુપ રહ્યા કહોને શું મને સુરલોકમાં નહિ લઇ જાઓ ?

જો વહાલી ! તું મારી સાથે આવવાની ઇચ્છા ધરાવતી હોય તો કાલેજ હું જવા ધારૂં છું. જો તારા પિતા માતા તરફથી રજા લઇ લે. પણ ફરી તેમને મળાશે નહિ.

કારણુ ? કુંવરીએ પુછ્યું.

કારણુ એજ કે, સ્વર્ગલોકના કિલ્લા બહાર એક એવું સ્થાન બનાવ્યું છે કે, તમામ મૃત્યુલોકના માણસોને દેવના સંસ્કાર અર્પી દેવ બનાવવામાં આવે છે. પણુ પછી ત્યાંથી મનુષ્યલોકમાં નજ અવાય.

તો તે રીતે તો મારા માબાપ પણુ આપણી સાથે સુર-લોકનિવાસ થઈ શકે.

પ્રિયા તેમ બનવું અસંભવિત છે. તું મારી અર્ધાંગના થઇ એટલે તું કીન્નરી થઇ શકે, પણુ તારા માબાપ ન થ'ય. એટલામાં દાસીએ સમાચાર આપ્યા કે, બા સાહેબ, મહારાજા તથા મહારાણી અહીં આવે છે. તે સાંભળી બન્ને અદબથી ઉભા રહ્યા. કુમાર ગભરાયો કે જાણે દેવલોક વિષેની ચર્ચા થશે તો કયાંક વાતમાં ફસાઇ જશું.

પછી તે કુમારીને કહેવા લાગ્યો કે, પ્રિય તારા પિતા માતાને જો તું વધુ આનંદિત કરવા ઇચ્છતી હોય તો બાજુના હોલમાં મારા પોપટનું પાંજરૂં છે તે અહીં મંગાવ. પછી જો એ દેવી પોપટ કેવી વાણી વદે છે. તમારા મનુષ્ય લોકમાં એવાં જાનવર બીલકુલ નહિ હોય. અંતરીક્ષ વાણીમાં પણુ પોપટનાં વખાણ કુંવરીએ સાંભળ્યાં હતાં. તેથી કુમારનું કહેવું યોગ્ય જાણી દાસીને આજ્ઞા કરી પોપટને મંગાવ્યો. પછી રાજા રાણી પણુ આવ્યાં. કુમાર તથા કુમારીએ નમન કર્યું. રાજારાણીએ આશિષ આપી. પછી યોગ્ય સ્થાને બીરાજમાન થયા. રાજા કંઈ પુછે છે એટલામાં પોપટ બોલી ઉઠયો.

પ્રૌઢ પ્રતાપી મહારાજા ઇંદ્રસેન! ખરેખર તમો ભાગ્યશાળી છો. સુરનર સરખા આપના જામાત્ર થયા. તમારી તનયા પુર્ણ તપસ્વી છે કે જેને માટે આ સ્વર્ગવિહારી બાળ યુવરાજને અહીં આવવાની ફરજ પડી. પણ લાચારી એજ છે કે હમો માત્ર ચારજ દીવસની મુદતે નીકળેલા છીએ અને અહીં તો તે ઉપરાંત ટાઇમ થયો છે. માટે હમને રજા આપો તો સારૂં તમારી દીકરીને મોકલો ન મોકલો તે તમારી મરજી છે. પણ હમારાથી તો નહિ રહેવાય. કારણ કે શ્રાપીત થવું પડે.

રાજારાણી કંઈક વાતાલાપ કરવા આવેલ હતાં; પણ આ પ્રશ્ન તેમને આઘાત જેવો લાગ્યો. વાતચીત કરવી પણ ભૂલી ગયાં. મોઢાંપરથી આનંદની ઝલક ઉડી ગઇ. અને ઉદાસ ચહેરે રાજા બોલ્યા કે, ત્યારે શું હવે તમો રોકાશો નહિ?

નાજી, પોપટે જવાબ દીધો.

ત્યારે તો; રાજા બોલવા જતાં વચ્ચે પોપટ બોલ્યો, સવારે જવાનું. રાજાએ તે મંજુર કર્યું. કુંવરીને આપવા લાયક સર્વે સામગ્રી તૈયાર કરી પણ લઇ જવા પુરતું સાધન તો કાંઈ પણ ન હતું. તેથી પોપટે કહ્યું કે રાજાજી, માફ કરજો. પણ આવી ચીજો તો ત્યાં ફેંકી દેવામાં આવે છે; અને હમો અત્રેથી પહેરામણીમાં લઇ જઇએ તો ઉલટી હમારી હાંસી થાય. એ રીતે પોપટે ચાલાકીથી રાજાને ઝંખવાણો કરી નાંખ્યો, પછી બીજે દિવસે સવારના વાજતે ગાજતે વિદાયગીરી લીધી. આવતાં ત્રણ જીવ હતા અને જતાં ચાર થયા.

લૌકિક વહેવાર પ્રમાણે શુકન જોવા માટે રાજાએ પોતાના પંડીતોને બોલાવ્યા હતા.

દોહરા.

ચંદ્ર સ્થાન સનમુખ ભલુ, કંઇ શુભ જમણો જાણ,
ખોટો ખુબ પુંઠે રહે, જરૂર જાણુ કંઈ હાણ.
પરવરતાં પંથે પ્રથમ, તજીયે સામો કાળ,
શ્રેષ્ટ શુકનથી થાય છે, શીતળ અગની ઝાળ.

પ્રિય વાંચક! શુકન બધા અવળા હતા છતાં કુમાર હઠ કરી પાછો ન વળ્યો. જે રસ્તે આવ્યો હતો તે રસ્તે કુંવરીને લઈ રવાના થયો. લોકોની અજાયબીનો તો પારજ ન રહયો. અશ્વ દેખાયો ત્યાં સુધી દરેક જણ જોઇ રહયાં પછી સર્વે પાછા ફર્યાં. કુમાર કુંવરી તથા પોપટ એ ત્રણે દરિયામાં રવાના થયા. કુંવરી પણ આ ચીત્રથી ઘણું આશ્ચર્ય માનવા લાગી. અને પુછવા લાગી કે;

પ્રાણેશ! સુરલોકનો રસ્તો સાગરમાં થઈને જાય છે.

જો વહાલી! અત્રે ચાલતા વચમાં એક રાત્રિ આપણે વિશ્રામ કરવો પડશે. ત્યાં વૈમાન આવશે અને આપણે તેમાં બેસીને જઇશું. કુંવરી બીચારી આ વાત સત્યે સત્ય સમજતી હતી પણ ઈશ્વરની ગતિ ન્યારી છે. ચાલતાં ચાલતાં એક પ્રહર રાત્રિ વિતી ગઈ. પછી જે બેટમાં મુકામ કર્યો હતો તેજ બેટમાં જઈ ચડયા. ત્યાં મુકામ કર્યો. ઘોડાની ઝુલ બીછાવી અને જીન, તકીયાની જગ્યાએ ગોઠવવામાં આવ્યું.

બેટમાં ઘણી જાતનાં ફળો હતાં પણ ઈશ્વરી ગતિ તો એ છે કે અથાગ જળની વચ્ચે આ લોકો તરસે મરવા લાગ્યા, ત્યારે પોપટ બોલ્યો કે ભાઇ મને જરા તપાસ કરવા દો. ધીરજ ધરો. આટલામાં નજીક કોઈ વસ્તી અગર પાણી જેવું કંઈ સાધન મળે તો હું તપાસ કરૂં છું. પણ તું હરનિશ આ અશ્વની તપાસ રાખતો રહેજે. અહીં તો જે જાગે તે જીવે અને ઉંઘે તે મરે. માટે સાચવજે, નહિંતર શું સ્થિતિ થશે તે કાંઇ કહી શકતો નથી.

અરે એ શું બોલે છે. શું હું મુર્ખ છું કે હાથે કરી મારૂંજ અહિત કરૂં ?

કુમાર મને શંકા છે કે તું ચાલાકીથી બોલે છે તે બનશે નહિ,

શા માટે નહિ બને ? કુમારે કહ્યું.

જો ભાઈ, જ્યારે બાળકને અભ્યાસ કરવા શાળામાં બેસાડીયે છીએ. ત્યારે તેને પ્રથમથીજ મહેતાજી કહે છે કે, બચ્ચા એકડે એક ને બગડે બેયો. એ શબ્દને બારીકીથી જોતાં સાચુંજ દેખાય છે. બે મત ભેગા થાય ત્યારેજ બગડે.

ના, ના, એ વાત અહીં લાગુ પડતી નથી. માટે જા જેમ બને તેમ જલદી પાણીનો પત્તો મેળવ. મારી પ્રિયતમા તથા હું બંનેના કંઠ સુકાય છે.

પોપટ નજીક કયો કિનારો છે તે શોધતો રવાના થયો. દૈવગતી અપાર છે.

નાથ ! તમે જરા મારા ખોળામાં માથું રાખી વિશ્રામ લ્યો. હમણાં હું બેસું છું. થોડી મુદત પછી મને નિદ્રા આવશે તે વખતે હું આપને જગાડીશ. થોડીવાર આપ વિશ્રામ લ્યો કે પછી આપને ઝાઝો ઉજાગરો નહિ થાય. કુમારે માન્યું નહિ; પણ ઝાઝી રકઝક થઈ એટલે પછી તો પુછવુ જ શું !? સ્ત્રી આગળ દેવ પણ લાચાર. ખડગ તેના હાથમાં આપી કુમાર સ્ત્રી સુખનાં વખાણ કરતા સુઈ ગયા. કુસુમાવતી જાગી ત્યાં સુધી તો ચોકી કરી, પણ ઉંઘતી વખતે કુમારને જગાડવાનું પણ ભાન ન રહ્યું. નિંદ્રાદેવીએ અચાનક તેને કાબુમાં કરી લીધી. થોડીજવારમાં તો દરિયા વચ્ચેના મગરમચ્છ ઈત્યાદિ જનાવરો ભક્ષ કારણ બહાર નીકળ્યા. ઘોડો ભડકયો, ધડામાર થોડી ઘણી થઇ પણ બંને જણ ભરનિંદ્રામાં હતાં. એથી જાગ્યાં નહિ. પ્રાણ સર્વને વહાલો હોય છે. અશ્વ રવાના થયો. પછી કાંઇક થોડીઘણી વારે કુંવરીને એક મચ્છ ખેંચી જવા લાગ્યો. રાણી જતાં જતાં જાગી પોતાને કોઈ જાનવર ગળે છે. એમ માલુમ પડયું. તેણે ભયભીત સ્વરે બુમ પાડી. ઓ નાથ જાગો જાગો, મને બચાવો, મને કોઇ પ્રાણી ગળી જાય છે. દોડો દોડો મને બચાવો. એ અવાજથી ચમકીને કુમાર જાગ્યો. રાત અંધારી હતી, અને વળી એકાએક ઉંઘ માંથી ચમકીને કુમાર જાગ્યો. એટલ બેબાકળા જેવો થઇ ગયો. આંખ્યો ચોળી સ્વસ્થ થઇ જુવે તો ન મળે અશ્વ કે ન મળે રાણી. કુમાર અચંબો પામ્યો કે અચાનક આ શું થયું. પછી કુમાર સાન ભાન ભુલી ગયો. આમ તેમ દોડવા

લાગ્યો. છેવટે દોડતાં દોડતાં તે પણ બેશુદ્ધ અવસ્થામાં આવી ગયો. બેટના કિનારાપરથી પાણીમાં પડયો, પાણી અથાગ હતું તેમાં ડુબકાં ખાવા લાગ્યો.





# વેચાણ ! સસ્તે ભાવે કીંમતી વેચાણ.

નીચે દર્શાવેલ પુસ્તકોના સર્વ હક્ક કર્તા તરફથી
સસ્તા ભાવે વેચવાના છે.

૧. દૈવી પોપટ યાને રાજ ખટપટ.

૨. પ્રેમની પ્રતિમા યાને મોહિની મંત્ર.

૩. કથાનું કપટ યાને ગેબી ગોટાળો.

જેને ખરીદવાં હોય તે નીચેના સીરનામે લખે યા રૂબરૂ મળોઃ— લેખક તથા પ્રકાશક,

કુબેરદાસ ઉર્ફે ચીમનલાલ હાથીભાઇ
બ્રહ્મભટ્ટ કેપુરવાળા.
ઠે. દીલ્લીગેટ હવાડ સામે,
નવી ચાલમાં-સુરત.

# દૈવી પોપટ

યાને

# રાજ ખટપટ.

## ભાગ બીજો

## પ્રકરણ ૧લું

### બાળ યોગી.

સોરઠા

અને નહિ બીલકુલ, ખટપટ વિણ કારણ કશું,
ગણાય મોટી ભુલ, સરલપણું સંસારમાં.
વસ્ત્રે દાગ મનાય, કીંચીત પણ કાજળ અડે,
દૃગ એથી શોભાય, એમ જગત વહેવાર છે.

ગજગામીની ગોરીયો માથે ચકચકીત બેડાં અને હાથમાં દોરડાં લઇ અરસપરસ સુખ દુઃખની વાતચીત કરતી કુવાપર પાણી ભરવા જાય છે, ત્યાં કુવાથી થોડે દુર એટલે કે કુવાપર થતી વાતચીત સંભળાય એટલે દુર ધુણી ધખાવી એક યોગી રાજ બેઠા હતા. ઉમર પરથી એમ દેખાતું હતું કે; આટલી

નાની વયમાં શા માટે ભેખ લીધો હશે. પ્રિય વાંચક, તે યોગી માટે દરેક શંકાભરી વાતો કરવા લાગી.

અલી બેન જો જો આ કલી કોતુક.

મેં તો એવા લાખો દાખલા જોયા છે. પણ તું હજી કાંક કાચી છે.

તે વાતને મત આપતા ત્રીજી બાઇ બોલી, હા બેન, આ જમાનામાં જ્યાં જુવો ત્યાં પ્રપંચજ હોય છે.

તે સાંભળી ચોથી બાઇ બોલી કે, હશે જે હશે તે ખરૂં તેમાં તમારે શું છે, કેમ નહી મહેનત કરતાં જોર આવે એટલે જોગી થઇને નીકળે.

દોહરો.

ખટરસ ભોજન ખાવા જોઇયે. ઉદ્યમ કાંઇ ન થાય,
કપુત એવા કેક જગતમાં, કપટી બાવા થાય.

એ રીતે અનેક પ્રકારની નીંદા થતી તે જોગી સાંભળતો છતાં કંઇ પણ બોલતો નહિ. એની તો ધુનજ કંઇ અલગ હતી. ધુણીપર બેચાર ચલમો પડી હતી, ગાંજા સુકાની પણ કંઇ ખોટ જેવું જણાતું નહતું. જાણે કોઇ માલદાર અગર સીધી પામેલ હોય તેમ તે કોઇની પણ આશા કરતો નહતો. ત્યાંથી ઉઠતો પણ નહતો. છતાં કોણ જાણે કયાંથી આવે છે. અગર કોણ આપી જાય છે. તે કઇ સમજાતું નહતું. પણ અખુટ ખજાનાની માફક તે ખર્ચ કરતો હતો. ગામમાં ઘણા ખરા લોકોને તો. બાવાજીની મુલાકાત દીવસના ત્રણ ચાર વખત લેવી પડતી. તેનું કારણ એ હતું કે માહરા

જેવા ફોગટીયા બંધાણી કે જેને ચમડી જાય પણ દમડી ન જાય અને શોખ પણ કરવો હોય તેવા નરો હરનીશ આવા આશરા શોધે છે. વળી એ પણ જગત વહેવાર છે કે, લુંદાનું માથું નીચું જુવે અને ભુધાનું માથું ઉંચે જુવે એટલે કે, લીલા ઝાડ તળે સૌ બેસે. અને સુકા તરફ કોઇ પણ ન જાય. વળી આ યોગી. એવો સફરી હતો કે, જેવી ઈચ્છા કરી માણસ આવે તેની તે ઇચ્છા પુરી કરે અર્થાત. અફીણ ખાય તેને અફીણ, ગાંજાવાળાને ગાંજો, ભાંગવાળાને ભાંગ અને કદાચ કોઇ મીસ્ટ ભોજનની લાલચ બતાવે તો તેને તે પ્રમાણે. સવડ કરી દેતો દુધ પીનારને દુધ પાય. પણ કોઇની આશા એ કરતો નહતો. જેના યોગે ગામમાં ધીમે ધીમે તેની કીરતી થતી જણાઇ. જે લોકો પ્રથમ કહેતા કે જોગી કોઈ સાચા આવતાજ નથી, સાચા વસ્તીમાં આવેજ નહિ. વળી પનઘટ સમીપે, રહેવા વિશે પણ અનેક પ્રકારની નીંદા થતી તે તમામ બંધ થઇ. નીંદા કરનાર પણ નમન કરતા થયા. બાળયોગી પણ ખરેખર ઇશ્વરી અંશ જેવા દેખાતા હતા. તેની કાન્તી ઘણીજ દેદીપ્યમાન હતી. તે યોગીનું બ્રહ્મચર્ય અખંડીત છે. એની સાબીતી કરનાર તેની આકૃતીજ હતી. માથાપર ભૂરી બાબરી જેમ સોનાના ઝીણા વાળા ચળકતા હોય તેમ હતું. વય નાની હતી. શરીર પણ કોમળ હતું, મોંઢે મુછની નીશાની પણ નહતી. પણ તેનો બોધ એવો હતો કે, જુનો જોગી પુર્ણ સીધી મેળવ્યા બાદ દુનીયાનું ભલું કરવા જાણે ન આવ્યા હોય તેમ દખાતું હતું.

તેના તેજસ્વી શરીર પર ભસ્મ ચોળેલી હતી. છતાં એ તેજ ભસ્મની છાયાને દુર કરી બહાર દેખાતું હતું. ભવ્ય ભાલ, મધુરી આંખ અને વાણીમાં તો જાણે અમૃતજ ભર્યું છે. દીવસે દીવસે બાળયોગીનું મહાત્મ્ય વધતું ચાલ્યું. કેટલાકને ગુપ્ત ધન બતાવતો તો કોઇને જંતર તો કોઇને કાંઇ એ રીતે આખા નગરમાં મહારાજનું માન વધતું ચાલ્યું બાળયોગીજી પ્રાંતઃકાળે વહેલાં ઉઠતા સ્નાન ધ્યાન કરી.

સુર્યોદય પહેલા તો પોતાના નીત્યનીયમથી નીવૃત થતા હતા પછી જનસમાજ આવતાં ત્યારે કોઇ દીવસ રામાયણ તો કોઇ દીવસ ભાગવત, ગીતા ઇત્યાદી. વાંચી લોકોને બોધ કરતા હતા.

ચોપાઇ.

તુલસી તબ મેં જાનીયો, બડો ગરીબ નીવાજ,
મોતી કન મોઘે કીયો, સોઘો કીયો અનાજ.

તુલસી આ જગ આયકે સબસે મીલીયે ધાય.
ન જાને કીહા રૂપમે નારાયણ મીલ જાય.

તુલસી તલબ ન છોડીયે. નીતનીત લીજે નામ.
મનુષ્ય મજુરી દેતહે કયું રખ્ખેગો રામ,

જીવ જીવકે આશરે જીવ કરત હે રાજ.
તુલશી રઘુવર આશરે કયું બીગડેગો કાજ
તેરી રોટી તુજકો ઢુંઢે તુજકો નહિ આરામ,
દાને દાનેપે લીખાહે, ખાનેવાલેકો નામ.

ઇત્યાદિ બોધ વચનો અને જાત જાતના દ્રષ્ટાન્ત સીદ્ધાં-ન્તોથી નાગરીક જનોને જ્ઞાન આપતા હતા. ઘણાખરા માણસો તો તેમના કંઠીબંધ શીષ્ય થયેલા હતા અત્યારે આખા નગરમાં રાજાથી પણ વધારે યોગીની આણ મનાતી હતી.

રાજ્યની વ્યવસ્થા અત્યારે પાંગળી જણાતી હતી. રાજા વયોવૃદ્ધ હતા, કુમાર વાઘાજી કાયર અને અબુદ્ધ હતા. પ્રધાન બુધ્ધિમાન હતો પણ રાજકુટુંબની કઢંગી સ્થીતીથી તેનું ચીત ચીન્તાતુર રહેતું જેથી કંઇક મગજ બેડમારી ગયું હતું કારણકે, પોતાના અન્નદાતાની આ સ્થીતી કુમાર વિજય ન હોવાથી થઇ છે. હવે તેને ક્યાં શોધવો....તેમાં વળી થોડાક દીવસથી અચાનક પોતાનો પુત્ર ગુમ થયો હતો, એટલે રાજાના કરતાં પ્રધાનની સ્થીતી ઘણીજ ભયંકર હતી. એ સમયનો લાભ લઇ વારંવાર દુશ્મનો ચડી આવવાની ઘણી ધાસ્તી રહેતી હતી.

કોઇ કોઇ પ્રસંગે બાળયોગી અગાડી આ વિશયની ચર્ચા ચાલતી તે વાતની ભયંકરતા સાંભળનારનું મન કંપાવે તેવી હવી. રાજના અમલદારો સ્વતંત્રપણે વર્તે કોઇ કોઇને માને નહિ. લશ્કરમાં પણ ભંગાણ પડી હતી. પ્રજાજન પોતપોતાનો જાન માલ અને ઇજ્જતનો બચાવ કરવા સબળ રાજ્યોના આશ્રયે. વસવા લાગી. એવી વાતો સાંભળી યોગીનું મન ઘણુંજ દુખી થતું કેમ જાણે કોઇ રાજનો નીકટનો સંબંધી હોય તેમ લાગણી દેખાતી હતી. તેનું લક્ષ બધી વાત કરતાં રાજ ખટપટની વાત પર વધુ ખેંચાતું હતું પછી કોણ જાણે કે તેનો એવો દયાળુ સ્વભાવ હોય

કે પછી કોઇ રાજ્યનો અંગત સંબંધી હોય. પણ જ્યારે જ્યારે રાજાની અને રાજ્યની આ સ્થીતી સાંભળતા ત્યારે જાણે તેનું લોહી ઉકળી આવતું આંખ પણ લાલ થઇ જતી તે વખતનો દેખાવ એક યોગીને છાજતો નહતો પણ કોઈ વિરની કૃતીને શોભાવનાર કેશરીસીંહ સમાન થતો હતો. જેમ પીંજરાનો વાઘ ખીજાય પણ પાછો ગુસ્સાને રોકી ચુપ-ચાપ બેસી જાય તેમ આ યોગી નીરૂપાયપણે ક્રોધની જવાળાને દબાવતા હતા.

એ કારણથી નગરજનો આશ્ચર્યમાં પડી જતાં કે આ યોગી રાજને રાજા માટે આટલું બધુ કેમ લાગી આવતું હશે.

ખરેખર છે નાની ઉમ્મરમાં પણ એનું જીવન કંઇ ભેદ ભર્યું છે. વળી બુદ્ધિ અપાર છે. વાણી રસાળ અને ખુબસુરતીમાં પણ તેજનો અંબાર છે. તેનો બોધ સાંભળીયે છીયે ત્યારે એમ કલ્પના થાય છે કે કોઇ મહાન તપસ્વી પોતાનું અસલ રૂપ બદલી જાણે સંસારમાં રમણ કરવા આવેલ હશે. પણ બીજી તરફ આ અવસ્થાથી એ ભાન થાય છે કે જાણે, કોઈ રાજ્ય કુટુંબનો બુદ્ધિશાળી યુવક છુપા દુત તરીકેજ આવ્યો છે. અને એ વાતમાં પણ કંઇ શંકા જેવું જણાતું ન હતું. વળી તે આ વાતમાં માત્ર એકજ સવાલ બોલતા કે, ભાઇઓ મોટા મોટા રાજનેય તારાજ થવાનું મુળ કારણ ગોલાંજ હોય છે. એ શીવાય અન્ય કંઇપણ બોલતા ન હતા.

છતાં જો તે વાત શરૂ રહેતી તો પોતે કહી દેતા કે છોડો તે વાત, એમ કહી દરેકનું ધ્યાન અન્ય વિષયપર ખેંચી લેતા.

પણુ તેમની અંતરભાવના એ વાતને છોડતી ન હતી. આ ભેદી મામલામાં કોઈને પણ ખબર પડતી નહીં. એક દીવસ યોગીની પ્રસંસા સાંભળી દાસી રૂપાળી પણ તેની પાસે આવી.

મહારાજ નમોઃનારાયણ.

નારાયણ, બચ્ચા તું કોન હે ?!

મહારાજ, હું આ ગામના રાજા ભૂપતસીંહની નવી રાણી વીલાસવંતીની દાસી છું.

ઇધર કર્યું આઇ હે?

આપનાં દર્શન કરવા મહારાજ.

આવનાર બાઈ રંગે અંધારી રાતની હોરમાન બેન જેવી હતી. વખતે તે બહાર નીકળતી તો છોકરાઓ તેને જોઇને અભરાતા, કદાચ કોઇ છોકરૂં રીસાયું હોય અને તેને જો કોઈ કહે કે બોલાવું કે રૂપાળી બાને. એ શબ્દજ એવો જાદુ ભર્યો હતો કે વિણપ્રયત્ને બાળક આપોઆપ મનાઇ જતાં તે બાઇ સાહેબે મહારાજને નમન કર્યું અને પાંચ મહોર ભેટ તરીકે મુકી.

બાળયોગી તે મોહોરો સામું કેટલોક ટાઇમ જોઇ રહ્યા બાદ અરે રામ, રામ; રામ.

કેમ શું છે પ્રભુ!

કુચ્છ નહિ, બાઈ યે. આપકી સોનામોહર લેકે હમ કયા કરેગે ! મહારાજ એનો આપ ગાંજો સુકો પીજો.

નહિ માઇ હમ—સુરી લક્ષ્મીકો અપને કામમે લગાતે હેં આસુરી નહિ એટલે શું આ આસુરી સંપતી છે?

હાં હાં આસુરી હેં. દેખ સાફ દીખતા હેં.

જેમ સાપને દેખી માણસ દુર ભાગે તેમ મહારાજ દુર જઇ ઉભા. ઉઠા જલ્દી ઉઠા. હમારા આસન અપવીત્ર હુવા.

આથી દાશી એકદમ જંખવાણી થઈ ગઇ પણ કરે શું જોગી ઉપર શું જોર ચાલે.

બીજા લોકોએ મહારાજને સમજાવતાં કહયું કે, રાણીને વશ રાજા અને એ રાણી આ રાંડને વશ છે. માટે મહારાજ એને એમ બોલશો નહિ.

વો હમારા કુચ્છ નહિ, કર સકતી. કયું કી હમ ઉસે કુચ્છ કહેતે નહિ. હમ જો કહેતે હેં ઉસકા મતલબ યહ કી યે ધન પાપી કર્મસે સંપાદન હુવા હેં .

વાત ખરી હતી રૂપાળી બાના રૂપમાં વધારો થતો ચાલ્યો. એટલે કે, અંધારી રાત, ગળીનું આધણ, હુબસી હલાવનાર શીશવનો ચાટવો અને પછી ભમરો પડે તો કોણ કને ભાળે.

વાઘરણ હતી ને લુટાણી મૂળમાં ગાંડુ અને એને ભુત મળે. એ પ્રમાણે આ બાઇ મુળ તો અમાસના ચંદ્ર સમાન હતાં તેમાં વળી લાચારીની શ્યામતા વધી પછી બાકી શું.

દેખ માઈ, હમ યોગી સચી કહેનેમે કીસીકી પરવા ન કરેંગે મહારાજ શું તો પાપમાં સમજતીજ નથી

જ્યાદા કહેનેમે કુચ્છ મજા નહિ. હૅં. ગુપચુપ ચલે જાઓ.

સર્વ માણસોની વચ્ચે વાત કહિ દેશે. એ પીટયો. જાણી ગયો છે. પણ હુંયે ખરી કે એને આબાદ શીશામાં ઉતારૂં. એ જોગીયે દુનીયાનો અનુભવ કર્યો હશે પણ સ્ત્રી ચરીત્રના અનુભવમાં બીચારો બીલકુલ કાચોજ છે. એમ ધારી મહોરો ઉઠાવિ જતી વખત ઠીક છે, ઠીક બાળયોગીજી !

હાં, હાં, તેરેસે જો બને સો કરના.

એના ગયા પછી મહારાજ ધ્યાનમાં બેઠા.

## પ્રકરણ ૨જું.



### ભયંકર ગુફા.



**મનહર.**

રાણી જાયા કોઈ રણધીર રણમાં રહે છે,
અરીબળ થકી રંગ બરો ખેલવા.
ગર્જના સુણીને ઘણા ઘમંડી ગુમાન તજે,
સમાન સમાનથી અપાર જંગ ખેલતા.
હરામીને હણે ગણે કોઈને ન હરિ વીના,
કેશરીના વેશે સદા સમય વિતાવતા.

ભલો ભડવીર બારવટે નીકળ્યો પ્રમાણ,
જનેતાની કુખવીર ચીમન દીપાવતા.

કુંડળીયા.

ખુની જુગારી ચોરટા વ્યભીચારી સપડાય,
જનમથીય ફાંસી અગર કાળા પાણી જાય.
કાળા પાણી જાય એહુથી ભલું ભાગવુ
ઝુરી જીંદગી જાય એહુથી ભલું ભાંગવું.
કે એવા નીઝ્રચ્ચ મળ્ય વીણા રહેતા મૂની.
ચીમન કહે એ નીચ લુટ કરી ખાતા ખુની.

સાગર કીનારે ઘણોજ ઉંચે પહાડ કે જેના શીખરો વાદળ સાથે વાત કરતાં હતાં તે પર્વત વિવિધ વૃક્ષથી છવાયેલો હતો. પહાડને ભેદીને એક સરીતા નીકળેલ હતી, નદીયે પાડેલ સુરંગમાં હોડી વાટે એક પ્રવાસીને જતો જોયો. પ્રવાશી ઘણો ભયંકર દેખાવનો હતો. હોડી પહાડની અંદર દાખલ થઇ ત્યાં તો નીચે પાણી અને ઉપર તથા આજુબાજુ મજબુત અને અભેદ્ય પહાડ હતો. જેવા તેવા માણસનું તો જીગર ચાલેજ નહિ•પણ આ ;જુવાન તો પોતાના ઘરમાં જાય તે પ્રમાણે દાખલ થયો.

થોડીકવાર થતા તે સુરંગની અધવચ્ચે પહોંચી ગયો. ઘોર અંધાર જગ્યામાં પથ્થરની ભીત પર હાથ ટેકાવતો હોડીને ધીમી પાડવા લાગ્યો. હોડી ધીમી પડી અને તે

સાથે તે યુવાનના હાથમાં સાંકળ આવી તે સાંકળને પકડી એ યુવાન વહાણમાંથી કુદી. જાણે એ ભીતમાંજ ભરાઈ ગયો કે શું થયું તેમ અદ્રશ્ય થયો.

પ્રીય વાંચક અહિં એક ગુફા છે. જે એવી ભયંકર છે. કે જેનું યથાર્થ વર્ણન સાંભળવામાં આવે તો પણ રૂવાટાં ઉભા થઈ જાય તો પછી ત્યાં હર વખત વસનારની હીંમતને તો ઘણો ધન્યવાદ ઘટે છે.

એક ધીરસાંહ નામનો ડાકુ ત્યાં રહે છે. તેના પક્ષકારો અગર સાથીઓ પચ્ચીસથી ત્રીસ જેટલા હતા. તેના માણસો વેશ બદલી બદલી લુટફાટની જગ્યાઓ ધ્યાનમાં રાખતા કંઈક છુંપી બાતમીઓનો ભેદ પોતાના સરદારને આપતા હતા. તે ગુફાના દરવાજાપર મજબુત સાંકળો, પથ્થર સાથે જડી રાખેલી હતી કે, જે સાંકળ પકડી હમણાં પેલો હોડી વાળો જુવાન કુદી પડયો તે પછી તે ગુફાની અંદર ગયો. ગુફા ઘણીજ વીસ્તીર્ણ હતી. પથ્થરોમા કોતરકામ ઘણુંજ સારૂં હતું, પણ પુરાતન દેખાતું હતું, પણ કોઇ રાજ્યધાની બની હોય તેવી સવડથી બનેલ હતું. અંદર ગયા પછી પ્રકાશ પણ જોઇયે તેટલો હતો. આટલી મોટી ગુફા પહાડ કોચીને બનાવવી એ કામ તો કાંઇ જેવા તેવાના હાથેજ નહિ, પણ કોઈ સુર કે અસુરનીજ કૃતી હોવી જોઇએ. કેટલીક ભુલવણી હતી. ઘણા મોટા મોટા હોલ વચ્ચે એક ચોક હતો. ચોક વચ્ચે એક અમૃત કુપ જેવો કુવો હતો. તેનાપર મજબુત સળીયો વાળી જાળી હતી. તે આખા ચોકમાં રંગબેરંગી આરસ પથ્થર જડેલા હતા.

ત્યાં આપણો હોડીવાળો–આસામી આવી પહોંચ્યો. એક ભીત પર જઇ એક ખીંટીના રૂપમાં ચાવી હતી તેને ફેરવતાં. તે ચોકમાં એક ભોયરાની વાટ દેખાઇ તેની અંદર ઉતરી આ જુવાને કોણ જાણે શું કર્યું કે તે રસ્તો પાછો બંધ થયો.

અંદર જતાં વળી પાછો એક ચોક આવ્યો. તે ડાબી તરફના ઓરડામાં આ જુવાન દાખલ થયો તેમાંથી પસાર થતાં, ત્રીજા દરવાજાને વટાવી આગળ ચાલતાં દેવિનુ મંદીર આવ્યું. ત્યાં ચાલતાં જમીન હાડકાંથીજ છવાયલી હતી જાણે હીંસક પ્રાણીનું રહેઠાણ હોય તેમ લાગતું હતું આગળ ચાલતાં મંદીર સમીપે એક યજ્ઞકુંડ હતો. જેમાં કાયમ હોમ ચાલુજ રહેતો. જાસુસ ત્યાં આવ્યો. સરદારને સલામ કરી બોલ્યો; સરદાર સાહેબ, કેમ શું સમાચાર છે.

આટલા જીલ્લામા આપણે કાયમ ફરીએ છીએ છતાં કોઇ દીવસ નથી જોઇ એવી એક સુંદરી છે.

તે રહે છે કયાં ?

બાજુના ગામડામાં કયાંક રહેતી હશે. પણ મેં તેને આ જગલમાંજ જોઇ.

જંગલમાં આશ્ચય થી પુછયું ? !

હાજી. તે કોઇ ગરીબ સ્થીતીની જેવા તેવા વસ્ત્રોમાં લાકડાં વીણવા આવેલ હતી.

ત્યારે તું ભુલ્યો કેમ ?

તે એકલી ન હતી.

બીજું કોણ હતું ?

તેના જેવી સ્થીતિની ઘણી સ્રીયો હતી.

એટલે શું લુટારો થઇ સ્રીયોથી તું ડર્યો ?

ના હું ડર્યો નથી, પણ એને ઉઠાવું તો એ બુમ મારે. બાજુની સ્રીયો ગામમાંથી વાર લાવે, ત્યારે આ સ્થળ ઓળખાઇ જાય તો પછી આપણાથી નીરભયપણે ન રહેવાય.

એ પણ ખરૂ છે. પણ તેને લાવવી તો ખરી.

હાજી મારો મત પણ આપને મળતોજ છે.

તો હવે કરવું શું ? ચારે તરફના ગામડાઓમાં આપણા જાસુસોને દોડાવો તેની પુરતી નીશાની હું આપું.

શું નીશાની છે.

નીશાની તો એ છે કે.

ચોપાઇ.

નાહું ઉંચી કે નીચી છેક, ભાળીને નર ભૂલે વિવેક,
ઘેરીને અણીયાળી આંખ રૂડું શુંક સરખું છે નાક.
પ્રવાળ સરખા હોઠ મધુર ચાલે ત્યાં લછકાયે ઉર,
રંભા રતિ કરતાં અતિરૂપ ભાળી ભાન ભૂલે સુરા ભૂપ.

અહાહા, શું એટલી બધી રૂપાળી.

હાજી, હા, એથી પણ અધિક છે. એ તો મેં થોડુજ કહયું છે.

જો એમ છે તો આ કામ હું તનેજ સોપું છુ. તેને ગમે ત્યાંથી પણ અહિં લાવ જો. એ સુંદરી મારે સ્વાધીન

થાય તો પછી તુરતજ તું કહે ત્યાં ધાડ પાડીયે અને તેમાંથી મળે તે સઘળી મીલકતનો માલીક તું એકલો.

તો દરેકને કહી દયો! કેમકે, જોઈતી મદદ માટે સર્વે તૈયાર રહે.

વારૂ હું તેઓને કહી દઉં છું કહિ, એક દોરી ખેંચી ત્યાં તો ટનન ટનન ઘંટ વાગ્યો. એ લોકોની તે ઇશારત હતી. તે મુજબ દરેક હાજર થયા. સરદારે કહ્યું કે, આ આપણો સાથી દાર કહે તે કાર્ય સાવધાનતાથી બજાવવું. તેમાં જે પાછો પડશે તેને ટોળીથી બહાર કહાડી મુકવામાં આવશે.

આવેલ જાસુસ અને તેની સાથે સર્વ જણ સરદારના હુકમ મુજબ રવાના થયા. સાથે સરદાર પણ ગુફાના દરવાજા સુધી ધીમી .ધીમી વાતચીત કરતા ચાલ્યા આવ્યા. ગુફાના દરવાજાપર આવી માણસો હોડીમાં બેઠા, અને સરદાર વાત કરે છે, ત્યાં કંઇ પાણી ખડખડે છે. અગર કાંતો કોઇ માણસ અગર જાનવર આવતું હોય તેમ શંકા થઇ. દરેક ચમકયા, અને હોડી, દુર ખસેડી. ગુફાના દ્વાર આગળ ચારે તરફ નદીમાં છુપાયા. ધીમે ધીમે પાણી વધુ હાલતું દેખાયું અને તેમાં એક અશ્વ આવતો જણાયો. થોડીજ વારમાં અશ્વ ગુફાના દરવાજા પાસે આવી લાગ્યો. અશ્વ ઘણો દેખાવનો સારો હતો. અને વળી પાણીમાં ચાલે છે.

એતો આપણને ઘણોજ ઉપયોગી, એમ જાણી પ્રથમ રસ્તા બંધ કરી અશ્વને ભડકાવ્યો. જેથી અશ્વ તે ગુફામાં ઘુસ્યો તેને એક મોટા હોલમાં પુરી તેનાં દ્વાર બંધ કરી ચાલુ કાર્યમાં સર્વે પ્રવર્ત્ત થયાં.

# પ્રકરણ ૭મું.



## સટ્ટાની રમત.



રંગપુર નગરથી થોડેક દુર સાગરની ખાડી હતી. તે ખાડીના કીનારા પર માછી લોકોનાં છાપરાં હતાં. એક છાપરામાંથી, કાળો ભૂતના ભાઈ સરખો પણ શરીરે ઘણોજ મજબુત જુવાન નીકળ્યો.

રાજલા ઓ રાજલા.

હુ, સે. અલ્યા રંગલા ? સામેવાળાએ જવાબ આપ્યો.

હેંડ અલ્યા વેલો થા, જાળ નાસીયે.

એ બેશ બેશ માળા રેઢીયાળ–હમણાં હાનો જાળ નાખેસ ? !

અલ્યા ઇમ ચમ. આ ભરતી તો ચ્યારનીએ આઇ જઇ.

અલા ખા જોગમાયાના હમ.

એ હોવે હોવે.

તુરતજ રાજલાએ જાળ લઇ દોડવા માંડયું.

એ લોકો દરીયામાં એક માઇલ જેટલે દુર જઇ મોટી જાળ પાથરી સામસામી–હોડીયો થોભાવી થોડીવાર ઉભા.

અલ્યા રંગલા માળું, મોટા મોટા હેઠીયાઓ સટો રમેશ ઈ સટો ચ્યમ રમાતો હોંહે ?! માળુ એક તો રમવું અને વળી પૈહા મળે.

વાહરે વાહ અલ્યા રાજલા ઈ તું જાણતોજ નથી.

ના, ના,–ભાઇ નથી જાણતો. તેતો પુછવું પડે છે.

એમ વાતચીત થાય છે. તેટલામાં રંગલાની નજર જાળ તરફ ગઇ.

જાળ ભારે થઈ એવી ખબર પડતાં રંગલાએ વાત પલટી. અલ્યા રાજલા, જો હાંભળ. જાણે તારે સટો હીખવો હોય તો હું તને હાલજ હીખવાડું. બોલ હીખવું છે ?.

થાવા દે તો.

જાણે આપણી જાળનું વેસાણ કરીયે ! બોલ તું હુ આલે ?

હું તો પાંચ હાત રૂપીયા આલું.

તારે જો હું એ જાળના વીહ રૂપિયા આલું બોલ ?

એ તાણી કબુલ.

એમાંથી નેકળે એ બધું મારૂં હોં ?

હોવે, હોવે, તારૂ ભાઇ તારૂ.

જો તારે તારા રૂપીયા અને મારૂ જે જાળમાંથી નેકળે એ ! એ વાતમાં કુડ કપટ, અની બોલી બદલો કરે તેની જોગણીયો મા ખાય.

ઓય માળો–જાણે સગાળશા હેઠનો ઝાઝ એની જાળમાં ન આવતા હોયે ? એમ ચમ કરેસ લ્યા.

એ ભાઇ તું ન જાણ. એ વાતું સે છીણીયું.

હવે રાસ ! ઇતો જાણ્યું.

અલ્યા દેખજે તારી.

એ રીતે વાતચીત કરતાં જાળની દોરી ખેંચી એટલે તેનું નાકું બંધ થયું; એટલે અંદર આવેલ જીવ બહાર ન જઇ શકે.

હોડીયો કીનારા તરપૂ રવાના થઈ.

અલ્યા રાજલા, જરા હુનેડો તો ગા.

હોવે તને ગાવું ઉકલેસ, મારે તો જીવની પડીસે.

તાણી હાંભળ હું ગાઉં ! તુર્ત કાનમાં આંગળી નાંખી મોટો રાગ તાણી.

અલ્યા મરજાણા મેબુબ અરેરે મેઠી દનીયાં મેલવી.

અનીછી હું સેલ્યા હું તો ભૂલી જ્યાં છું.

એમ કરતાં કીનારે આવ્યો, બંને જણા ઉતરી વહાણને થોભાવ્યા. તે વહાણ આવે છે. ત્યારે મૌંસારી લોકો ગ્રાહક તરીકે ત્યાંજ તૈયાર હોય છે.

ભાઇ હુમણાં ઈ જાળ ન ખુલે. ઇ ચાર હારા માણહને વચ્ચે રાખીશું પસી નકે ચાંક આ રાજલો ફરી બોલે તો હું કરીયે. બુમ મારી પોતાનાં છાપરાઓમાંથી પોતાની જાત-વાળા લોકોને સાક્ષી રાખ્યા કે જુવો ભાઈ.

આ રાજલો મારા હાથે સટો રમે છે. મારે ઇને વીહ રૂપિયા આલવા એની જાળમાંથી જે નેકળે. એ બધું મારૂં જો પૂરે તેની જોગમાયા ખાય. પંચની હાખે વહાણ માછળ તણાતી આવતી જાળ હજુ પાણીમાંજ હતી. એને

ખેંચવા રગલે પ્રયત્ન કર્યો પણ જાળ ભારે હતી.

અલ્યા કાંક ઝાઝુ ભારે જણાય સે.

ઉભોરે હું આવું છું. બીજાએ જઈ ખેંચાવી. જાળ. આવી તો અંદર ફક્ત એકજ માછલી હતી. એ માછલી લગભગ હાથી જેટલી મોટી હતી. જ્યારે એ લોકોએ તેનું પેટ ચીર્યું ત્યારે, ઘણીજ કાન્તીમાન એક સુંદરી નીકળી. તેને શુદ્ધી ન હતી, જડવત શરીર હતું, પણ જરા જરા જીવ હતો.

અલ્યા માણહ સે લ્યા માણહ.

અરે નારે ના, આતો અંદર મહારાજની અપહરા સે અપહરા. માછી લોકોએ ઘણીજ સંભાળપૂર્વક તેને ઉઠાવી લીધી પોતાના છાપરાઓમાં લઈ જઈ પોતાના કામળાઓ કેટલાક બીછાવ્યા અને કેટલાંક ઓઢાડયા. પછી તેને સાકરનું પાણી એક છાંટો છાંટો મોમાં મુકવા માંડયું. એ રીતે પ્રયત્ન શરૂ રાખ્યો.



## પ્રકરણ ૪થું.



### ધોબી ઘાટ.



સોરઠા

સમય હતો મધ્યાન ધુળ ધખે બહુ તાપથી,
મારગમાં નહિ છાંય મરણ ભલુ વિચરણ થકી.

રસ્તો ઘણોજ ધુળવાળો હતો; સમય ખરા મધ્યાનનો હતો. સુર્યનારાયણ પુર જોશથી તપતા હતા. આ સમયે એક માણસ પગે ઉઘાડો અને માથે મોટો ગાંસડો ઉપાડી દોડતો આવતો હતો. ઉમર નાનીજ હતી. શરીરપણ જાણે કોઇ દીવસ મહેનત કરેલી નહિ હોય એવું હતું. અધિક તાપથી તપતી ધુળમાં ચાલવાની સજા કરી હોય તે પ્રમાણે તે જુવાનની આંખ લાલ ચોળ અને શરીરે પરસેવો વળી કપડા પણ ભીજાઇ ગયાં હતાં. તેના પગ બહુજ બળતા હતા. તે દોડતો અને હાંફતો સરોવર કીનારે આવ્યો.

માથાનો પોટલો પાણીમાં નાંખ્યો, અને પોતે એક ગોલા પર બેસી પાણીમાં પગ રાખ્યા. ઉપર વડનું ઝાડ હતુ તેની સીતળ છાયા નીચે પાણી પણ ઘણુંજ ઠંડું હતું. તે યુવાને ઘડીભર પાણીમાં પગ રાખી શીતળ છાયા તળે પોતાના આત્માને શાન્તી આપી. હાશ, હાશ કહી શ્વાસ નીચે મુકી, સ્વસ્થ ચી-તે બેઠો. પછી પીઠપર બાંધેલ ખાવાનું છોડી આગળ મુક્યું. એ જુવાન ખુબવાર તેપર દૃષ્ટી સ્થીર કરી જોઇ રહયો.

તે કાંઇ બોલ્યો નહિ, પણ જાણે તેની છાતી એકદમ ભરાઇ આવી ગળું રૂંધાઇ ગયું અને ચક્ષુવાટે ડળક ડળક આંસુ નીકળી પડયાં. તે ઘણોજ દુઃખી હોય તેમ સાબીત થયું. પ્રિય વાંચક! જે ભાતું છોડી આગળ મુકેલુ હતું તેમાં માત્ર એક મઠનો રોટલો તે પણ લાકડા જેવો કે જો કોઇના માથામાં મારે તો લોહી નીકળે અને તે સાથે ડુંગળીનું ડળું (કાંદો) અરે ઇશ્વર હજુ કરમની કડણાઇ કેટલી બાકી છે.

## ભુજંગી.

કહું કરગરી કરગ્રહો હે કૃપાળું,
કયા કર્મથી કષ્ટને કષ્ટ ભાળું ?

રહ્યું એટલું મુજ શીરે દુઃખ બાકી,
ઉગે ઝાડ જો ડાળને પાન વાળું.

કદી પીત્રુઓને નથી મેં દુભાવ્યા,
નથી વીપ્રને રંક કોઇ દબાવ્યા.

નથી સંતને આશ તોડી સતાવ્યા,
નથી દીવસો દુષ્ટ સંગે ગુમાવ્યા.

વળી વેદ મરીયાદ મેં સાચવી છે,
છતાંયે મને કષ્ટમાં શાથી પીસે.

નીરાધાર આધાર હે નાથ તું છે,
વિશ્વંભર વસ્યો વિશ્વમાં પુર્ણ તું છે.

પ્રપંચો રચી કે નથી પાપ કીધાં,
નથી બે ગુનાને કદી કષ્ટ દીધાં.

નથી યાદ કે મેં કયું પાપ કીધું,
છતાં વિધિયે આ કયું વેર લીધું.

ગળગળા અવાજે એ પ્રમાણે બે હાથ જોડી પ્રાર્થના કરતો તે યુવક ખુબ રડયો, પછી ઘણીવારે પોતેજ પોતાના મનને વારી મોઢું ધોઇ નાંખી ખાવા માટે તૈયારી કરે છે. એક ટુકડો ભાંગી મોંમાં મુકતાં વળી તે બડબડવા

લાગ્યો; અરે ઇશ્વર જ્યારે તું દુઃખ પાડે છે, ત્યારે સુખનું એક પણ સાધાન માણુસ પાસે રહેવા દેતો નથી. મારૂં કોઈ પણ અત્યારે નથી. બીલકુલ નીરાધાર; ઘણા માણસોના સમુહમાં રહેનારની સાથે અત્યારે વાત કરનારના પણ વાંધા છે. હજારોપર હુકમ કરનારને અત્યારે એક રંક જનની પણ હુકુમત નીચે દીવસો ગુજારવાના છે. વાહરે નશીબ તારી રંગત! વળી થોડુંક ખાતો જાય છે. પણ બત્રીશ ભોજનનો જમનાર આવા ખોરાકથી ઘણુંજ કંટાળતો. તેને ભાવતું પણ નહિ; પણ કરે શું ?

છપ્પો,

ભુખ મુકાવે માન, ભાન પણ ભુખ ભુલાવે,
ભુખ તજાવે ટેક, ધર્મ પણ ભુખ ભુલાવે.
ભુંડી જગમાં ભુખ, ભુખથી કામ ન થાએ,
દુઃખ નહિ એ સમ અન્ય, ભુખે ઘર ઘર અથડાયે.
રાય રંક જોગી જતી, જગમાં જે જીવ જંત,
ચીમન ક્ષુધાને સૌ નમે, ભલે દુષ્ટ કે સંત.

તો પછી આતો બીચારો સંસાર જેવા વીસ્તીર્ણ રણમાં નવીન પ્રવાસી તેનું શું ગજુ? નીરૂપાયે ખાવા લાગ્યો ત્યારે વડ ઉપરથી તે રોટલા પર જાણે કંઈ જાનવર અઘી ગયું, તે જોઇ આ માણસનું દીલ ઘણું દુભાયું, પણ શું કરે!

વાહરે દીનબંધુ પડતાપર પાટું મારે છે. શું મને જેમ વધુ દુભાવે છે, તેમ તને વધુ આનંદ થાય છે, તો નીરૂપાય

ખાવાનું બંધ કરી વળી જરાવાર વિચારમાં બેશી રહ્યો. તેનું મગજ વિચારોમાં ઘેરાઈ ગયું. અન્તે તેનું આખું અંગ કંપી ઉઠયું. તે દાંત પીસી બોલ્યો, હો....જો કોઇ દુશ્મન હોય તો વીણ શસ્ત્રે નરસીંહ અવતારની માફક તેને ચીરી નાખું. પણ તગદીર કે જે અદ્રષ્ય છે તેને શું કરૂં ? હે પરમાત્મા ! મારો ખરો આધાર જે ગંગારામ તેને પણ મારા વાંકા નસીબે દુર કર્યો; નહિ તો મારી છેક આ દશા ન હતે. હો.... અફસોષ.

પ્રિય વાંચક ! આ વખતે ગંગારામ વડપરજ બેઠેલો હતો. તે ઉઠી કુમાર પાસે આવી કહેવા લાગ્યો કે ભાઇ શાન્ત થા. અત્યાર સુધી હું તારીજ શોધમાં હતો. હવે ઇશ્વરની દયાથી આપણે પાછા ભેગા થયા છીયે; તો સર્વે સારા વાના થશે. સુખદુઃખ સર્વને શીરે હોય છે. પણ આ બધું થયું શું તે તો મને કહે.

ગંગારામને જોઇ કુમાર ઘણોજ ખુશી થયો. હર્ષનાં અશ્રુ વહયાં. પછી લે, લે. ગંગારામ ! મારા ખાવામાં તારો ભાગ છે. લે, આ તારા રાજાનો ખોરાક. સોચ ન કરો મારા બાળા રાજા !

હવે જલદીથી દુઃખનો અંત આવી જશે.

ગંગારામ ! હવે તો બધા મોહ અને ઉમંગ નષ્ટ થયા. માત્ર આ કષ્ટમા રીબાયા કરતાં, હવે જો ઇશ્વર મરણ આપે તો બસ.

વિજય, સુખદુઃખની પણ અવધિ હોય છે. સમયે સારા વાના થશે. સોનાની કીંમત વધુ તપાવ્યેથીજ થાય છે. વળી દેશાટન. પડીત મીત્રતાચ. વારાંગના રાજ્યદ્વારે પ્રવિશ્ય, અનેક શાસ્ત્ર વિલોકયતાની ચાતુર્ય મુલાની ભવંતીયંચઃ

અને વળી રાજાએ તો દરેક રૈયતનું દુઃખ પીછાની દાદ આપવાની એટલે અનુભવરૂપિ અમુલ્ય સમયને કગાલીયતમાં ન જોઇશ. વળી તું ક્ષત્રીત્ર કુળમાં વીરનર થઇ આવા નીર્માલ્ય વિચારો કરે છે?

કૃષ્ણ ત્યારે ઓળખાયા કે જ્યારે ગોવર્ધન તોળ્યો,

રામ ત્યારેજ ગવાયા કે જ્યારે રાવણને રોળ્યો.

માટે પ્રીય બાળ ગભરાઇશ નહિ. ક્ષત્રી વિરનું બાહુબળ એજ એનું વતન, કીર્તી એ એનું ધન છે અને વિલાસ ભુવન તો રણભુમીનેજ માને છે. તું પણ તેજ કુળનો છે, માટે પુર્ષાર્થ કર.

પુર્ષાર્થ પણ શુ કરૂં?

તે બધું તને બતાવીશ. પણ પ્રથમ તું એ કહે કે અત્યારે આ હાલતમાં તું અહીં કયાંથી? અને પેલી ગાંસડી શાની છે?

એ મારા દુઃખની ગાંસડી છે.

પણ એનો ભેદ શું?

એ ગ્રાહકોનાં કપડાં છે તે લઇ મારે આવવું પડયું છે.

એટલે તું ધોબીનો ધંધો કરે છે?

મારા મનની ખુશીથી નહિ.

ત્યારે ?

મને પરાણે તેમ કરવાની ફરજ પડી છે.

તે સાથી ?

મારી કર્મ દશાથી.

તને બીજું કાંઇ ન સુજ્યું ?

પણ શું કરૂં. હું બેશુદ્ધીમાં એક લાકડાના ટુકડા સાથે તણાતો તણાતો પાસેના સાગરના કીનારાપર નીકળ્યો. ત્યાં એક ધોબીયે મને બહાર કાઢયો.

તે વખતે હું બેશુદ્ધ હતો; પછી એણે મારી સારવાર કરી. હું જ્યારે સુદ્ધીમાં આવ્યો ત્યારે દવાદારૂ અને ખોરાક વિગેરે સારી રીતે તેઓ તરફથી મને મળવા લાગ્યાં. હું જ્યારે બરાબર સાજો થયો એટલે એણે મને કામમાં લીધો. એ એકલો સાત ગામનું કામ માણસોથી કરાવે છે. આ ગામે પણ તેનેજ કામ કરવાનું છે. અહિં પ્રથમ એનો એક નોકર હતો. તેને બીજા ગામ મોકલી મને અહીં રાખ્યો છે,

તો હવે અહીં રહેવા વીચાર છે ?

વિચાર ન હોય, પણ ઉપાય શું ?

ચાલ મારી સાથે.

ક્યાં ?

હાલ તો પાસેના નગરમાં.



# પ્રકરણ ૫મું.



## દુઃખમાં દુઃખ



પડે પડયા પર લાત, વાગ્યા પર વાગે વધુ,
ભર્યું ભરાયે નીત, અજબ ખેલ એ ઇશનો,
દે દાઝયા પર ડામ, સૌ બળીયાને સાથ દે.
નટખટને આરામ, સરલ મનાયે મુરખો.

અલ્યા રાજલા, લે, તારા વિહ રૂપિયા.

ઉહું, વીહ રૂપિયામાં તે એવી અપહુરા તને એકલાને મળે?

અલ્યા સટો રમી હુવે પૂરી જાય છે કે હરામખોર?

તારો બાપ હરામખોર. ઉભો રે, હું તને મેથીપાક ખવરાવું.

તો હું કાંઇ ચુડીયો પેરી નથી બેઠો,

થજે તારે મોટી હોં કે?

બે જણ બાથોબાથ રમવા લાગ્યા. થોડીક વારમાં તો પડોશીયો દોડી આવ્યા અને એ બેઉ જણાને છુટા પાડયા. બેઉને શાન્ત પાડી ગામના મુખી ન્યાય કરવા લાગ્યા.

અલ્યા રંગલા, હું બાબત સે.

જુવો જાણે મખી સાહેબ? કાલ હમે બે જણ મળી જાળ નાછી.

તે સાંભળી વચ્ચે ખુબ અવાજ લંબાવી મુખી બોલ્યા, હાં...........છે?

પછી એ સટો રમનાર થયો. મેં એ જાળ કડી રાખી લીધી.

ચેટલા રૂપીયામાં?

ચાર પચાયડાં રૂપિયા કર્યાસે?

ચમક્યા રાજલા, આ હાચી વાત સે?

ઇતો જરા મશ્કરી, નકર વળી વીહ રૂપિયામાં આવી રૂપાળી હોનાની પુતળી જેવી બૈરી એને આલુ કે?

જો તું સટો રમ્યો હોય તો આલ.

રાજલો બોલે છે. તેટલામાં વચ્ચે રંગલો બોલી ઉઠયો.

એ મખી બાપા, જોગણી માનો દીવો ઉપાડવો.

અરે હાલ, હાલ, જોગણી માનો દીવો ઉપાડું, પછી છે કાંય?

પ્રિય વાંચક, આ બધા લડતા લડતા એક છાપરામાં ગયા તે છાપરામાં કોઈ રહેતું નહિં; પણ આ લોકોએ એક પત્થર મુકી. તેની આગળ દીવો કરી જોગણીના નામથી તેને પુંજતા હતા ત્યાં સર્વે ગયા.

મુખી સાહેબે આખરે એ ન્યાય ઉતાર્યો કે, બૈરી બંનેના ભાગમાં! એક દીવસ રાજલાની બૈરી હાથે કામ કરે, અને એને

ઘેર ખાય. અને બીજે દહાડે રંગલાને ઘેર કામ કરે અને એને ત્યાં ખાય. એ પ્રમાણે ન્યાય ઉતર્યો.

પછી એક દીવસ રંગલાને ઘેર કામ કરવાનો વારો હતો.

આ બાઇયે કદી કામ કરેલ નથી. એથી એ કંઇ કામકાજ કરી શકતી ન હતી, જેથી માત્ર તેને જંગલમાંથી લાકડાં છાંણાં વિગેરે વિણાવડાવી મગાવતા. એક દીવસ એવો સંજોગ બન્યો કે, બાઈ બીજી બૈરીયોથી છુટી પડી ગઇ. ને રસ્તો ભુલી ગઈ. આમ તેમ રખડી ઘણુ ફાંફાં માર્યાં પણ રસ્તો હાથ આવ્યો નહિ. અન્તે થાકી એક ઝાડ નીચે બેઠી. રડવા લાગી. હે દયાળુ કીરતાર! મને રાજાને ત્યાં જન્મ આપ્યો અને આવી સ્થીતીમા જન્મ ગુજારવાનું નીમાંણુ હશે; તો પછી જન્મ પણ આવાજ જંગલીયોમાં આપ્યો હોત તો મને શોક ન થાત અરે મને કંઇ દુઃખ ન થાત. અરે આ સ્થીતી કરતાં તો પશુની જીદગી સારી હોય છે. શું આ મારા પુર્વના પાપ હશે! વળી વિચાર કરી બોલી, ના ના, જો એમ હોય તો મને રાજકુટુંબમાં જન્મજ શા માટે મળે? કોણુ જાણે એની કુદરત અઘાત છે. હે પ્રભુ મારાપર દયા કરો. આ દુઃખ મારાથી સહન થઈ શકતુ નથી. હે પ્રભુ મને આ જીવનમાં કાંઇ મોહ નથી. હવે મારી દોરી ટુંકી કરી દે. હું નીરાધાર છું. આ જગતમાં મારૂં કોઇ પણ બેલી નથી.

છે. છે. વળી તારા એક શબ્દ ઉપર જાન સીખએ અર્પનાર અહિંજ છે. કહે કહે, તારી શું ઈચ્છા છે?

એ પ્રમાણે બોલતો એક ભયંકર દેખાવવાળો ક્રુર માણુસ સામે આવી ઉભો. એને જોતાંજ બાઈ થરથરવા લાગી. પણ હીંમત ધરી નમ્રતાથી બોલી કેઃ-

ભાઈ આપ કોણ છો ?

હમો આ વીશાળ જંગલના જાગીરદાર છીયે. હમારી સત્તા જગજાહેર છે. તું કહે તે કાર્ય કરી તારા મનની ઉદાસી; દુર કરીયે.

તો તો, તમારો ઉપકાર.

કહે શું ઇચ્છે છે ?

ભાઇ ! હું કાંઇ ઈચ્છતી નથી.

તો પછી તું રડે છે, કેમ.

મારી કથની ઘણી મોટી છે.

ત્યારે તું મારા છાપરામાં ચાલ, તને જે જોઇશે તે. સર્વે આપીશ. તને જરા પણ દુભાવીશ નહિં. તું ડરીશ નહિં.

એની કૃત્રીમ વાણીમાં આ ભોળી બાળા કાંઇ સમજી શકી નહિં. તેના ઉપરથી મીઠા પણ અંદરથી ઝેર જેવા બોલમાં આ અનાથ યુવતી ફસાણી. તે કઠોર માણુસ પોતાની ચુકતીમાં ફાવ્યો. બગલા ભગત-બચારી વિશ્વાસુ માછલીને ફસાવી ચાલ્યો.



# પ્રકરણ ૬ઠું

## પહાડપર ઝુંપડી.

પહાડની ઉંચાઈ લગભગ દોઢ માઈલની હતી. પણ શીખરપર જવા માટે કુદરતી રસ્તા જેવું જણાતું હતું. ઝાડથી છવાયેલ ઉચીનીચી શીલાઓપરથી આડો અવળો રસ્તો નીકળી ઠેઠ શીખરપર જતો હતો પહાડ પણ વૃક્ષોથી છવાયલો હતો, જેથી ખરેખર શાન્તી ઉપજાવનારૂં સ્થળ હતું. ઉપર જતાં થોડીક સપાટ જમીન આવી. તેમાં એક ઝુંપડી તાડ વીગેરે વૃક્ષના પત્રથી છવાયેલ હતી. પાણીનું પણ સાધન હતું. અને ઠેકાણે ઠેકાણે ઝાડની ડાળીયે પંખીઓ માટે દાણા નાંખવાનું સાધન તથા પાણી માટે માટીના ઠીબડાં બાંધેલા હતાં. તેમાં પાણી તથા દાણા ખુટતાં ન હતા. લાખો પક્ષીયોના ટોળે ટોળા દાણા ખાતાં અને પાણી પીતા બેપરવાઈથી વૃક્ષોની ઘટામાં કીલોલ કરતાં હતાં.

પ્રિય વાંચક, તમારા મનને એમ તો થતું હશે કે પહાડ પર વસી લાખો આત્માનો નીત આર્શીવાદ મેળવનાર જે ચાહે તે સીધ્ધિ મેળવવા વગર રહેજ નહિ. પછી જેવી જેની ભાવના તેવું તેનું પરીણામ.

આ ઝુપડીમાં પેલા ક્રુર માણુસ સાથે આવેલ કામની વસતી હતી. તે માણુસ એક વખતે આપણા પરીચયમાં આવેલ છે. અને તે બીજો કોઈ નહિ પણ લુટારાના સરદારને હોડીવાટે જઇ ખબર આપનાર તેજ માણુસ હતો. તેણે આ બાઇને અહિં લાવી રાખી હતી. એ સ્ત્રી સાથે સહુકાઇથી વર્તવાનું વચન આપી. તે વિશ્વાસપાત્ર થયો હતો. આ બાઇને તે માણુસ માટે. મનમાં જરા પણ શકા નહતી. કારણ કે મન, એવા સંસાર હોય છે.

વળી દરરોજ પંખીઓને દાણા નાખવાની શરત પણ એણે રાજીખુશીથી કબુલ કરી હતી. તેમાં એક એકની વૃતીઓ જુદી જુદી હતી. બાઇના મનમાં એવા ભાવના હતી કે, આ પુર્ષાર્થમાં પોતાનું કાર્ય સફળ થશે. તેમ તેમ લુટારો પણ જાણુતોજ હતો કે તેને જેમ તેમ ભોળવી પોતાના સરદારને સોંપી એક લુટ એવી ભારે કરવી કે જેના યોગે આખી જીંદગી સફળ થાય અને ફરીથી લુટારાનો ધંધોજ ન કરવો પડે. માટે એની ખુશી મેળવવી. જો કે, વગર ખુશીયે પણ તે તેની આશા પરીપુર્ણ કરી શકત. પણ એ મના કરવાનું કારણ એ કે, આજે હું એની ખુશી વીના જુલમથી કાર્યસીદ્ધી કરૂં તો પછી તે સરદાર સાથે રહે. એટલે પછી સરદાર થાય એને આધિન. પછી ધારે તો આપણો બેડો પારજ કરી દે. એ ધાસ્તીથી એની ખુશી મેળવવા બધી શરતો કબુલ કરી હતી. અને એ બાઇની ધારણા એવી હતી કે, કોઇ દીવસ પક્ષીઓના ટોળાં ભેગો ગંગારામ આવી જાય

તો આ કષ્ટોમાંથી છુટવાની આશા બંધાય. વળી કયા પાપે આ સ્થીતી થઇ, તેનું નીવારણ યથાર્થ જાણવામાં નથી છતાં પુન્યે પાપ ઠેલાય, અને પાપ નીવારણ થતાં દુઃખનો પણ અંત આવે છે. એવી રીતે એક પંથને બે કાર્યની ધારણાવાળો પ્રયત્ન એ બાઇનો હતો.

પ્રિયભાઇ વાંચક, રામાયણમાં કહ્યું છે કે,

જો ઇચ્છા જીનકે મનમાંહી રામ કૃપાસે દુર્લભ નાહિ,

એટલે, મનુષ્ય યત્ન અને ઇશ્વર કૃપા, એમ બંનેનો સંજોગ થાય તો કાર્ય સીદ્ધી થાય, નહિ તે પાછી,

સકળ પદારથ હૈ જગમાંહિ કર્મ હિન નર પાવત નાહિ.

કર્મ વિના એટલે સચોટ ધારણા અને દ્રઢ પુરષાર્થ એ ઇશ્વર કૃપા વીના થતાંજ નથી.

કારણ કે ઇશ્વર સત્યનોજ પક્ષકાર છે. એટલે શુદ્ધ ભાવનાજ સીદ્ધ થાય છે અને તેમાંજ પ્રભુની મદદ મળે છે; તો એ ઉપરથી આપને એમ લાગતું હશે કે, બાઇનીજ ધારણા સફળ થવી જોઇયે. અને થયું પણ તેમજ. એ બાઇ દાણા નાખી પછી દરેક ઠેકાણે પાણીના ઠીબડાં ભરી દેતી. અને પછી સામે બેશી એ પક્ષીઓનો આનંદ જોયા કરતી.

એક દીવસ પોતાનું કાર્ય પરવારી તે બાઇ સામે બેશી જોયા કરતી હતી. તેની દ્રષ્ટી ચોતરફ ફરતી હતી, તેણે. એક લીંબડા તરફ જરા ધ્યાનથી જોવા માંડયું. ઘણી જાતનાં પક્ષીઓ દાણા ખાય છે, પાણી પીયે છે અને જાણે આનંદ

મંગળ ગાતા હોય તેવી રીતે કલવલ કરી રહયાં હતાં. તે દરેકથી દુર એક પોપટ–એકલોજ જમીન પર પડી રહયો હતો. જાણે મરી ગયેલ પક્ષી પડયું હોય તેમ દુર અને બીલકુલ હાલવા ચાલવા વગર પડેલ હતો. બાઇની નજર તે તરફ આવી. એના મનમાં એમ શંકા થઇ કે જાણે આ પક્ષીને કોઇ અન્ય પ્રાણીએ માર્યું અગર તે કંઇ બીમારીથી મરી ગયું છે કે શું ?

એ શંકાથી આ બાઇ એ પક્ષીને જોવા ચાલી. જેમ જેમ નજીક જાય છે, તેમ તેમ તેનું મન આનંદીત થતું જણાયું. મોંઢાપર કંઇ જુદીજ રંગત દેખાવવા લાગી. એને પગ પણ જોરથી ઉપાડવા માંડયા. છેક નજીક જતાં 'રાધા કૃષ્ણ રાધા કૃષ્ણ' એમ ધુન સંભળાવા લાગી. જેમ કોઇ તપસ્વીએ શાંત થી-તે ગુફામાં બેઠાં બેઠાં ધુન લગાવી હોય, તે પ્રમાણે માલુમ પડવા લાગી. આ બાઇ છેક તેની નજીક ગઇ તો જણાયું કે આ પોપટ ભજન કરે છે. વાહરે વાહ હરિજન પ્રણામ.

દેવિને દંડવત.

વિશ તું કયાં વાસ વસે છે ?

જવાબમાં, માતા દેવિ પાર્વતી પિતા દેવ મહેશ્વરા,

બાંધવો શીવભકત, સ્વદેશો ભૂવનત્રયં.

વાહરે પક્ષી તારી વિદ્વતાને.

તે આપના જેવાં પુન્યાત્માની મહેનતનું પરીણામ છે.

પ્રિય પક્ષી તું અહીં રહેશે ?

શા માટે નહિ? તમારા જેવા પુન્યવાન આત્માના સહવાસમાં રહેવું કોને ન ગમે? એવું કોણ અભાગી હોય કે જેને અનાયાસે પ્રાપ્ત થયેલ સતસંગનો સંસર્ગ તજે ? !

આવા શબ્દો એક પક્ષીના મુખથી સાંભળતાં તે બાઇના મનમાં કંઈ જુદીજ રંગત જામી. પછી તે બાઈ બોલી.

તું સતસંગ પણ જાણે છે ?

મને તો સતસંગની છાયા છોડી અન્ય કયાંઇ જવું ગમે જ નહિ.

તેનો અર્થ શું ?

સત્ય એટલે પરમાત્મા, તેનો સંગ એટલે સતસંગ અને જે પરીણામને પામનાર અસત્ય અને અનીત્ય એવું જે જગત તેમાંથી પ્રયત્નપુર્વક વૃતીઓને ખેંચી સત્યને સ્વાધીન એટલે પ્રભુને ઓળખવામાં જોડવી.

ઈશ્વરને ઓળખવા માટે કંઈ નીશાની પણ યાદ રાખી હશે ?

હાજી કેમ નહિ ?

તો કહે જોઇયે ઇશ્વર કેવો છે?

કવિત.

ઇશ્વર અખંડીત અનુપરૂ અનીત્ય એક,
જાકો બેદ નેતિનેતિ કરકે પોકારત હૈ.
પામે નહિ પારકો બીકારકો બીદારે બીન,
તારે ઇન જીવકો જો નેકટેક ધારતહૈ.

વિશ્વકો બનાકે વિશ્વનાથહી નીભાવત હે,
ખાવતહે આપ હો કરાલ કાલ આવત હે.
રટે સ્વાસો સ્વાસ ઘર આશ બનદાસવાકો,
ચીમન ચીત ચાહતાકો બંધન છુરાવત હે.
દીન કો દયાલ ભકતવચ્છલ કૃપાનીધાન,
જ્ઞાન દાન દેકે દાસ દુખતે છુરાવત હે.
ખાવત અભીમાન ગર્વ ગંજન કહાવત અરૂ,
ઈત ઉત નહિ જાત આત પુરન કહાવતહે.
પાપ પુંજ જારન કછું કારત અરૂ કાર્ય આપ,
ખલ દલ વિદારન સુખ ધામહિ કહાવતહે.
ચીમન ચીત રટન નીત નાથ તું નીરંજન હે,
ભકતન કે કાજ નાથ ભૂધર કહાવત હે.

એ બધી નીશાનીયો ઇશ્વરની છે. અને ટુંકાણુમાં ઉંઘ, આહાર, ભય અને મૈથુન એ ચાર જેનામાં ન હોય તે ભગવાન.

વારૂં પોપટ, વિયોગીના દીન કેમ જાય?
સ્મરણથી.
મીલન કેમ થાય?
લેખ સંબંધથી.
લેખ તો કોઇ વાંચી શકતુંજ નથી?
હું વાંચી આપું છું.
એ મીથ્યા વાચા છે.
નહિ એ શબ્દે શબ્દ સાચા છે

તેની સચ્ચાઇ ?

જો સાંભળ.

ચોપાઇ.

શીવ પુજવા તું સંચરી અંતરીક્ષ વાણી મેં કરી,
કુંમારને લાવ્યો ત્યાં હું, જેને દેખી હરખે તું.
થયાં જુજવાં હું વિણુ તમો, જે કારણથી જુરો તમો,
ધીર ધરો દુઃખના દીન ગયા, તમપર પ્રભુએ કીધી દયા.

હેં શું મારા પ્રિયતમ, મને મળશે ?

હા, હા, મળશે. પણુ હર્ષ ઘેલી થઇશ નહિ, નહિતર તારૂં ચીત્ર તારા શત્રુઓને ચેતવણી રૂપ થઇ પડશે.

તુંજ પોપટ ગંગારામ કે ?

હા, હા, હુંજ. પણુ તું જરા ધીરી બોલ.

તેની ફીકર નહિ પણુ મારા સ્વામી કયાં છે ? તેઓની શું સ્થીતી છે, તે સર્વ મને કૃપા કરીને કહે.

ના, પ્રથમ તું આપ વીતી કહી સંભળાવ.

જો પોપટ, તારા ગયા પછી રાજા પેહેરો ભરવા બેઠા; પણુ મેં જક કરી કે, હાલમાં થોડીવાર હું જાગી શકીશ તો તેટલો ટાઈમ તમો શાન્તી લ્યો.

પછી ? !

તેઓ મારા આગ્રહને આધિન થયા.

અને તેથીજ તમો બંને પરાધીન થયા ?

તે બાઇ જરા શરમાઇ ગઇ.

હાં, પછી શું થયું ?

પ્રથમ રાજા ભરોસે સુતા. હું પણ નીદ્રાવશ થઈ. પછીની સ્થીતીમાં તો માછી લોકો કહેતા કે, હું માછલીના પેટમાંથી નીકળી, તેઓના હાથ નીચે થોડાક દુઃખમાં દીવસ વિતાવ્યા અને થોડાક દીવસોથી અહિં છું.

અહિં તું કોના આશ્રય તળે છે?

જાતભાત કંઈ જણાતી નથી. પણ શસ્ત્રધારી ક્રુર દેખાવ વાળો કોઈ માણુસ છે. પણ તેનું હૃદય ઘણું કોમળ છે.

તે તને કાંઇ કહે છે?

તે મારી બધી માંગણીને પ્રેમથી સ્વીકારે છે. દીવસમાં એકાદ બે વખત અહિં આવે છે. અને મારી અગવડ હોય તે દુર કરે છે. પછી તે ચાલ્યા જાય છે. તે કયાં જાય છે કે કયાંથી આવે છે તે સંબંધી હું કંઇજ જાણતી નથી.

તને દુનીયાનું ભાનજ કયાં છે? એ સજન નહિં પણ ખરેખરો દુરજન છે. તું અહિં સ્વતંત્ર નથી. પણ ચારે તરફથી ચોકી પેહેરાઓમાં ઘેરાયેલી છે. તું એક ડાકુની જાળમાં ફૂસેલી છે. સાવધ રહેજે.

આ શું સત્ય છે? શું હું આફતમાં છું?

હા છે તેમજ. પણ હવે એવા દુઃખમય દીવસો થોડાજ બાકી છે.

મને કોણ છોડાવશે? નિરાધાર આધાર કીતાર! તું.

ધિરજ ધર.

## દોહરા

નેભાડો સળગાવીયો ભૂલ કરી કુંભાર,
મંજારી તન અગ્નીમાં કહો કોનો આધાર.
પાત્રમહિ ધરિ કાચબાં નીચે કરી અંગાર,
ઉપર ઢાંકયું ઢાંકણું કહો કોનો આધાર.

માટે ઇશ્વરપર વિશ્વાસ રાખ. એ સત્યનોજ પક્ષકાર છે.

પણ મારા પતિ કયાં છે ?

તેને કાલે હું અત્રે લાવીશ.

તે મને મળશે ?

હા, હા. કાલે તને મેળવીશ. પણ એ વાત જાણે અજાણે જાહેર ન થાય.

વારૂ તેથી તમો નીશ્ચીંત રહો.

પ્રિય વાંચક ! ધોબીઘાટપરથી કુમારને લઇ પાસેના શહેરમાં મુસાફરખાનામાં વેશ બદલ કરાવી રાખેલ હતાં. પોપટ, રોજ દીવસે આજુબાજુ જંગલો, પહાડો અને ગામો રાણી અને ઘોડાની શોધ માટે ફરતો અને રાત્રે પાછો કુંવર પાસે આવી રહેતો. કુંવરના ગુજારા માટે તેના હાથમાં એક વીંટી હતી, તે વેચી. તેમાંથી નીભાવ કરતા.

નીત નીયમ પ્રમાણે રાત્રે પોપટ. કુમાર પાસે આવ્યો. અને આજનો અનુપમ આનંદ તેને સંભળાવ્યો. કુમાર ઘણોજ ખુશી થયો.



# પ્રકરણ ૭મું.

## ચીઠ્ઠીનો ભેદ.

**મનહર.**

છુપી છાના માના પેશી પાતાળે કરે જો પાપ,
વાયે ઉડી વાત વીખરાઇ બધે જાય છે.
જરૂર ફુટે જે પાપ થકી ઉભરાય ઘડો,
જાહેર જરૂર પાપ આપો આપ થાય છે.
સુજે નહીં કાંઇ બુદ્ધિ બેડ મારી જાય પછી,
હાથે કાપે શીર પાપ હથીયાર થાય છે.
ચીમન કહે છે ન્યાય અદલ કરે છે ઇશ,
જગત તમામ જગદીશને જણાય છે.

રાજા ભૂપતસીંહની શારીરીક અવસ્થા ઘણી ખરાબ હતી. તેને ઘણા ઉપચારો કરવા છતાં પણ દિન પ્રતિદીન શરીર વધારે બગડતું ચાલ્યું.

મહારાજા આપણા ગામમાં એક બાળયોગીરાજ આવેલ છે. તેની દવાથી ગામમાં ઘણા ખરા માણસોને સારૂં થાય છે. મારી તો એમ ઇચ્છા છે કે, આપ પણ એનીજ દવા ખાવો તો ઘણુંજ સારૂં.

પ્રધાન મારા રોગની દવા કોઈની પાસે હશેજ નહિ.

એમ કેમ બોલો છો, પ્રભુ?

તો શું મહાન અનુંભવી વૈદો કે જેની ત્રણે પેઢીથી તે રાજમાંજ નોકરી કરે છે, તે જ્યારે નીરૂપાય થયો તો પછી એ આજકાલના જોગી તે મારા રોગની દવા કયાંથી જાણી શકે?

છતાં પણ તપાસ કરવામાં આપણું જાય છે શું?

ઠીક ત્યારે, તમારી મરજી.

યોગીને પ્રથમથીજ બોલાવી બાજુના હોલમાં બેસાડયા હતા. માત્ર રાજાની પરવાનગી મેળવવાનીજ વાર હતી. રાજાયે હા કહી કે તુરત બાજુના ઓરડામાં બેઠેલ યોગીને અત્રે દાખલ કરવામાં આવ્યા. રાજાએ જોગીને નમન કર્યું. જોગીએ હાથ લંબાવી આશીષ દેવા માંડી. પછી યોગીને યોગ્ય આસન આપવામાં આવ્યું. યોગીરાજ ત્યાં બેઠા. પ્રધાને રાજાની નાડી જોવા કહયું.

પ્રિય વાંચક! દરેક માણસને મુળ રોગનાં કારણ બે હોય છે. માનસીક અને શારીરીક. તેમાં શારીરીક રોગ ઘણા પ્રકારના છે. આધિ દૈવીક, આધિ ભૌતીક અને આધ્યાત્મીક–બીજા ત્રણ પ્રકાર એ છે કે કફ, પીત અને વાત. તે સર્વે બાબતમાં જાણે આ બાળયોગી પુર્ણ વાકેફ હોય તે પ્રમાણેની તેની હીલચાલ જણાતી હતી. રાજાનો જમણો હાથ પોતાના હાથમાં લઇ જરાવાર એકાગ્ર ચીતથી નાડી જોઈ તે બોલ્યો કે,

મહારાજાકો, માનસીક વ્યાધિ હૈં.

યોગીરાજ આપ, તેનું નીવારણ કરી શકશો ?

કયું નહિ ?! ગુરૂ કૃપાસે સબ કુછ જાનતે હૈ.

વારૂ તો હમારા મહારાજાને સારૂં કરો.

હાં! મગર હમારા એક બાત સુન લો, એક મહિનેમેં હમ અચ્છા કર દેગેં.

મગર જબતક હમારી દવા ચલતી હો તબતક હમારા હુકમ કે સીવાય મહારાજાકો ન કોઇ મીલ સકે. અરૂ બીના આજ્ઞાસે કુચ્છ ખાના પીનાભી નહિ લેના. કહો હે મંજુર ?!

દીવાન આ વાતમાં રાજાની સંમતી વીના હા કહી શકયો નહિ.

પછી રાજાયે કહ્યું કે દીવાનજી, શું વિચારમાં પડયા ? યોગી રાજ એ તો રાજાઓના પણ રાજા કહેવાય છે. તેની આજ્ઞામાં તો વિના કારણે પણ રહિયે; તો પછી આ તો મહાન કારણ છે, માટે કબુલ કરો.

યોગીની બધી શરતો કબુલ થઇ. વૈદરાજની દવા બંધ થઇ. જેથી અમુક માણસોની ઇચ્છા અધુરીજ રહી. કાવત્રાં ખોર માણસોને અને રાજ ખટપટોથી જાણે પરિપુર્ણ જાણીતો હોય તેમ આ બાળયોગીજીની ચાલાકી દેખાતી હતી. તે જાણે કોઇ સંપુર્ણ ભેદ જાણનાર ખેલાડી બાજીગર હોય તેવો હતો. કોઇના પણ પ્રપંચમાં તે ફસે તેમ ન હતું. તેના મોઢા પર હરવખત આનંદજ છવાયલો રહેતો. રાજાને શું દરદ છે છે તે એ સંપુર્ણ રીતે જાણી ગયો હતો.

એક સમયે, તે યોગી, ઝરૂખામાં ઉભો રહી નગર ચર્ચા જોતો હતો; તેવામાં તેણે એક કૌતુક જોયું. દાસી રૂપાળી અને રાજવૈદ બંને જણ રાજ મહાલયના એક ખુણામાં ભરાઇ કંઇ વાત કરતાં જણાયાં. તે વાત પર બાળયોગીયે ધ્યાન તો પુરતું આપ્યું, પણ કંઇ સંભળાયું નહિ. પણ વાતચીતના પરીણામે તે વૈદને એક ચીઠી, તે દાસીયે આપી. વૈદે તે ચીઠ્ઠી વાંચી તેના જવાબમાં તેણે સામી એક ચીઠ્ઠી લખી દાસીને આપી અને તે સાથે એક પડીકું પણ આપ્યું, પછી પાણી સાથે હલાવી પાવા સુચવ્યું તે ઇશારત પરથી જણાયું. તે લઇ દાસી મહેલમાં રવાના થઈ, અને વૈદરાજ ઘર તરફ રવાના થયા. પણ ચીઠ્ઠી ખીસામાં નાંખતાં ભૂલથી બહાર પડી ગઇ હતી તે માત્ર બાળયોગીજ જોઇ રહયા હતા. વૈદરાજ ગયા પછી બાળયોગી ત્યાં આવી પહોંચ્યા ચીઠ્ઠી ઉઠાવી ચુપચુપ ચાલવા માંડયું. હવે એને સામી ચીઠ્ઠીમાં શું હશે ? તેની ચીન્તાં લાગી પણ તે તો મોટાનાં ઘર એટલે જે થાય તે પરદામાંજ થાય બાળયોગી રાજાને દવામાં માત્ર એક એક પ્યાલી દારૂ શીવાય કંઇ પણ આપતા નહીં. તેનો ટાઇમ પણ થયેલો હતો. એટલે આવતાની સાથેજ એક પ્યાલી ભરી રાજાના હાથમાં આપી કહયું કે પી જાઓ.

પ્રધાને પ્રશ્ન કર્યો, મહારાજ ? ! હવે તેમને સાજા થતાં કેટલો સમય લાગશે ?

હવે થોડીજ મુદતમાં મહારાજા સાજા થશે.

વાસ્તવીક રીતે જોતાં જ્યારથી આ યોગીરાજે દવા શરૂ કરી ત્યારપછીથી રાજાની તબીયત દીન પ્રતીદીન સારી થતી આવી. હાલમાં રાજા પોતાની મેળે ઉઠી બેશી શકતા હતા. યોગીરાજ શું દવા આપતા તે પણ ગુપ્ત ન હતું છતાં પણ કોણ જાણે કોઇની જશરેખાજ એવી હોય છે કે, માત્ર પાણી પાઈ પ્રાણ બચાવે. અને વળી આતો મહાત્મા એટલે શ્રદ્ધાનું ફળ પણ ખરૂં.

પ્રથમ રાજવૈદની દવા ચાલતી હતી, પણ તેથી રાજાની તબીયત દીનપ્રતીદીન દર્દમાં વધુને વધુજ ઘેરાતી હતી,

યોગીરાજ એમને શું દર્દ હતું ?

દર્દ જો થા, વો અભી તક હે ?

પણ તેનું નામ તો કંઈ હશેજ ને ?

ઉસકો માનસીક દર્દ કહતે હે, યાને મનકી ચાહના કુચ્છ હે, વો મીલ સકતા નહિ. જીસ કારનસે મન ક્ષીણ હોતા હે. ઔર મન ક્ષીણ, તબ તન બી ક્ષીણ હોતા હે.

પ્રધાનજીના મનમાં આ યોગી પુરો અનુંભવી જણાયો.

મહારાજ આપ વૈદકમાં તો પુર્ણ કુશળ છો !

અજી હમ યોગી લોક. જીતના ઇશ્વરને બનાયા ઇતના ધ્યાનસે દેખનેકા કામ હમારા હે.

એટલે શું જગતમાં બનતી બાબત તમામ આપ જાણી શકો છો ?

કયું નહિં ? ગુરૂકી કૃપાસે.

## સવૈયા.

ગ્યાન રૂ ધ્યાન નીદાન, પ્રમાન, બયાન, પ્રયાન સબે ગુન જાની,
ભાવ સ્વભાવ પ્રભાવ કહેં પુની, દાવરૂપ ઘાવકી જાનત બાની.
રોગ પ્રયોગ રૂ જોગ, વિયોગ સંયોગ કરવા ન કો, હુમ જાની,
ચીમન ચીતકી રીત પીછાનત ઔાર ગુરૂ ગુન ગાઉ બખાની.

એમ છે, તો કહો. જો હમારા મહારાજાને આમ થવાનું કારણ શું છે?

ઠેરો, વો જોતીશકા કામહેં! એમ કહી એક પોથી કાડી. તેમાં જોઇ યોગીયે આંગળીના વેઢા ગણવા શરૂ કરી દીધા. થોડીકવાર પછી પુછયું.

કુછ પુષ્પકા નામ કહીયેં.

ગુલાબ?!

અચ્છા; અબ એક દેવકા નામ કહીયે.

અંબીકા.

ઠીક હેં, અબ રવિ-સોમ-ભોમ-ઇત્યાદી સાત વારમેસે એક નામ કહો.

મંગળ.

વાહ, વાહ.

બીજું કાંઈ?

અભી આય, ચુપ રહે કે સુનો. જરૂર હોગા સોમેં આપસે કહુંગા. દેખો વ નામ કા કોઇ : સખસ થા. ઉસકે વિયોગમેં મહારાજકો યે કષ્ટ પૈદા હુવા હે.

હા મહારાજ એ બીના સાચી છે, પણ આથે કહ્યું તો ખરૂં કે વિયોગીનો મેલાપ પણ તમો કરી આપો છો. પ્રધાને પ્રશ્ન કર્યો.

યોગીરાજ આ પ્રશ્નથી જાણે કંઇક ગુંચવાયા પણ પાછ, હીંમતથી બોલ્યા. હાં હાં, સબ કુચ્છ જાનતે હે.

ત્યારે તો જરૂર હમારૂં આટલું કાર્ય કરો. એ એક કાર્ય થતાં રાજાની તબીયત સુધરશે. રાજ્યની પણ વ્યવસ્થા સારી થશે. અને તમામ પ્રજાજન પણ સંતોશ માનશે, મહારાજ ? !

મહારાજે એ બાબતમાં સપડાયા જાણી વાત ઉડાવવા પ્રયત્ન કર્યો.

સબ પ્રજાજન ખુશ રહેંગે ! મગર એક દો રાજ કુટુંબી, જન નારાજ હોંગે. ઉસકા કુચ્છ બીચાર કીયા ?

હે મહારાજ ! નારાજ કોણુ છે. અને તે વિજય પર,

હાં ભાઇ હાં, નારાજ નહોતે તો નીકારનેકી ખટપટ કયું હોતી?

વારૂ તેનું નામ જાહેર કરશો ?

અભિ નહિ.

કારણુ ?

સમયસર સભી હોગા.

પરંતુ રાજા વૃધ્ધ વાઘજી કુમાર રાજ્યને માટે નાલાયક અને વિજય દેશવટે, એવા સમયનો લાભ લઇ કોઇ દુષ્ટ જન ચઢી આવશે તો રાજની પુરેપુરી ખરાબી થશે, તેનો કાંઇ વિચાર ?

વોં સબ હોગા, યુદ્ધમેં હમ, પ્રવીન હૈં. આપ બેફીકર રહો.

આ શબ્દો પ્રધાનને ઘણાજ અજાયબ લાગ્યા કે આ તો કોઇ યોગી છે. કે, કોઇ રાજકુટુંબનો ભેદી માણુસ છે કે, પછી આ રાજાના પુન્ય પ્રભાવથી કોઇ દેવ આવો વેશધારી. રાજાને મદદ કરવા અને રાજની પાયમાલી થતી બચાવવા આવેલ છે?

અચ્છા પ્રધાનજી તુમારા રાજા થોરે રોજમે અચ્છે હોં જાઇંગે.

આપનો ઉપકાર મહારાજ.

મગર એક બાત ઓરભી. સુનો. કી કોઇ આદમીકુ પુજુલ મજુરી નહિ કરેગા. વારૂં ત્યારે કહો મહારાજ આપ શું ઇચ્છો છો?

જોગીરાજ, પ્રધાનજીની વાતપર જરા હસી પડયા. અને વાતનું રૂપ દ્રઢ કરતા બોલ્યા. પ્રધાનજી !, આપ હરદમ ઐસે જ્ઞાનેશ્વરીકે પાસ રહેને વાલે હો, જબ ઇતને બડે ઉદાર હોં. મગર યે નહી જાનતે હેં કી.

દોહરો

પઢબો ગુનબો ચાતુરી, તીનો બાતો સહેલ,
કામ દહન મન બશ કરન, ગગન ચડન મુસ્કેલ.

પ્રધાનજીયે વાણીયા મતનો આશ્રય લીધો. કેમ મહારાજ! હમે તો સંસારી કહેવાઇયે એટલે એમાંનું કશુંયે હમારાથી ના બને.

જબ દેખો હમભી જોગી હોકર ભોગી કે સાથ વિચરના ઔર વો મીત્ર દેખના પ્રપંચ જાલમે નાહક કયું ફસના ?

ના ના મહારાજ માફ્ કરો.

અચ્છા તો હમારા કહના મંજુર રખો.

તે માટે આપણે બે જણ રાજાધિરાજ પાસે જઇયે.

અચ્છા ચલો.

બંને જણ રાજા પાસે ગયા. રાજા હવે સ્વશક્તપણે આમ તેમ ફરી શકતા હતા. તે એક હોલમાં ઝરૂખાને ટેકી ઉભા હતા. રાજા નવી આંખે દુનીયાં જોતો હતો. કારણકે બચવાની આશાજ ન હતી.

પોતાનો જીવનદાતા ખરેખર બાળયોગીજ છે, એમ રાજા સારી રીતે જાણતો હતો.

રાજા ઉભો ઉભો તેનીજ પ્રસંશાનું ચીત્વન કરતો હતો. ત્યાં તો તેજ પુરૂષનાં દર્શન થયાં. રાજાએ પ્રેમપુર્વક પ્રણામ કર્યા યોગીયે આશીરવાદ આપ્યો.

મહારાજ ! યોગીરાજ તમારી પાસે એક વાત કરવા આવેલ છે.

કહો, કહો, મોટી ખુશીથી જે કહેશો, તે પાળવા હું બંધાઉ છું.

આચ્છા, રાજન્ એક કોલ દીજીયે.

ભલે પ્રભુ પણ વચનથી શા માટે બાંધો છો ? હું તમારા ઉપકાર તળે દટાઇ રહેલો છું તેમાંથી તો છુટવા દયો. એ બાદ કંઇ ઇચ્છા હોય તો વચન માગો.

નહીં સીર્ફ બચન દે દે!

ભલે મહારાજ હ્યો મારૂ વચન.

અપને બાપ દાદાકા કોલ દીયા?!

હા, પ્રભુ જે જોઈયે તે નીશંકપણે માગો.

દેખો, હમ, તુમારા તખ્ત માંગ લેગા.

ઘણીજ ખુશીથી.

ફીર તુમે કેદ કરેગે.

બેધડક.

તુમારે સબ કુટુંબ, જનાના, દાસદાસી સબકો કેદ કરકે ફાંસી મારેંગે.

તે સર્વ મારે મંજુર છે.

અચ્છા યે કરારપર અપના સેન કરો. એમ કહિ કપૂની-માંથી એક કરાર કહાડયો, રાજા પણ દ્રઢ ટેકી હતો, તેણે બીલકુલ શકોચ રહિત પોતાની સહિ કરી, પછી

દયાળુ આપના કહેવા પ્રમાણે કાર્ય થયું

હાં હુવા.

ત્યારે હવે, કૃપા કરી આમ કરવાનું પ્રયોજન હમને જણાવો?

દેખો ભૂપતસીંહ અબ તુંમ રાજા નહિ મગર તમામ રૈયત કે મુજમ બીના અધીકાર વાલે હો. અબ રાજા મેં હું. મેરી ઈચ્છા વો ઇનસારૂ. ઔર મેં જો કહું વો કાયદા ઉસમે કહેને કહનેકા તુમારા કોઇ અધીકાર નહિ હે.

પ્રધાન તથા રાજા બંને વિચારવંત થયા; તે જોઇ

ક્યું તેરે દીલકો કષ્ટ હોતા હૈ. અભી તકતો મેને કુચ્છ અમલ નહિ કીયા હે. ઓર અભીસે તું ગભરાયા તો ફીર કુછ ઉલટસુલટ હોતા દેખકે તું કયા ન કરેગા. હે.

મહારાજ આપ મને બેવચની ન સમજો. પણ દુઃખ એજ થયું કે ક્ષણ પહેલા સર્વાધીકારીને ક્ષણ જતાં બોલવાનો પણ અધીકાર નથી.

ચું, કરનેકા ભેદ આપકો ચૌગુના દુઃખદાઈ હેં. મગર માનતા નહિં તો દેખ ચીઠ્ઠી.

વૈદરાજને માલમ થાય કે, તમારા કહેવા પ્રમાણે તો સ્થીતી થઈ છે. પણ હવે જલદી ઠેકાણે થાય તેવી દવા આપો. મારી દાસી રૂપાળીએ? મને કુમાર વિજયને દેશની-કાલમાં મદદ કર્યા બદલ મેં તેને ન્યાલ કરી દીધી છે. તે તેને પુછી જોજો, અને તે પ્રમાણે તમો પણ મદદ કરો અને રાજા ઠેકાણે થાય અને જો મારો કુમાર ગાદીયે બેસે તો તમોને એક મોટો :તાલુકો બક્ષીસ તરીકે, યાવતચંદ્ર દીવાકરો તક અપાવિશ.

લી૦ રાણી વિલાસવતી. સહી દા. પોતે.

તે વાંચતાં રાજા અને પ્રધાનની અજાયબીનો પાર રહ્યો નહીં.

રાજા, હેં શું! મારા ઘરમાંજ મારા અંગત શત્રુઓ છે? અને તે પણ વળી દુનીયાદારીના દેખાવમાં ખરાં અંગત માણુસ, અફસોસ ધીરજ રાખો સબ અચ્છા હોગા.



# પ્રકરણ ૮ મું.



## આશાનો અંબર.

### દોહરા.

શાન્ત કીરણ વરસાવતો, ચંદ્ર ખીલ્યો આકાશ,
ધાર પટકુળ નવ નવ વધુ, હિયપતી પ્રેમ પ્રકાશ.

શહેરના એક છેડા તરફ આવેલ મુસાફરખાનાના દરવાજા બહાર મોટા ઓટલા ઉપર છાપરાવાળી જગ્યા હતી, ત્યાં એક મુસાફર સુતેલ હતો. ઉંઘ્યો ન હતો; પણ ચંદ્ર સામે ટ્રાટક લગાવી જાણે ચંદ્રમુખીનું ચીતવન કરતો હોય તેમ જણાયું. મુસાફર બીજો કોઈ નહિ પણ આપણો વિજયકુમાર જ હતો. તે ગંગારામની રાહ જોતો હતો. પોતાની સુઘડ સુંદરીના સમાચાર કંઇ લાવે છે કે નહિ? ઇત્યાદી વિચારના વમળમાં ગોથાં ખાતો હતો.

એટલામાં તો રાધેશ્યામ! રાધેશ્યામ! એવા શબ્દનો ઉચ્ચાર કરતો ગંગારામ આવી પહોંચ્યો.

કુમાર જાગો છો કે?

હાજી, ન જાગું તો કયા સુખમાં ઉંઘ આવે?

જો પ્રથમથી વિચાર કર્યો હતે; તો આ વખતજ ન આવત! ખેર. જે થઈ તે તો થઇ; પણ હજુએ આંખ ઉઘડતી નથી તેનું કેમ?

ગંગારામ, મને તો એમજ લાગે છે કે, સમય પલટાતાં તુ પણ પલટાઇ ગયો છે. કુમારે છેકજ નિરાશા ભરી વાત કરી.

કુમાર! મને તો તારી બુધ્ધિ ફરી દેખાય છે.

મરણુ કહો કે, જીવનનો અંત કહો પણ મુળ અથ તો એક કેની ?

એ બધી આડી અવળી વાતો જવા દે.

તો પછી કહોને કે, હું શુ કરૂં ?

તું કોણ છે? તેનો જરા યથાર્થ ખ્યાલ કર. એટલે તેની ફરજ પણ સાથેજ દેખાશે. અને જે દેખાય તે તારે કરવાનું.

તું ચતુર છે, પણ પક્ષી. માણુસના વહેવારમાં પોપટીયા જ્ઞાન કામમાં નથી. આવતું. સમજ્યો કે?

હાજી, બરાબર સમજ્યો.

શું ?

શું કે, જ્યારે આંખે ઇશ્વર તરફથી પાટા બાંધવામાં આવે તો પછી ભલને ખરા મધ્યાન હોય પણ કયાંથી દેખાય?

દોહરા.

ચશમાં પહેરે કોઇ નર, તેનો જેવો રંગ;
સૌ વસ્તુ તેવી દીસે, વળી પોતાનું અંગ.

અરે રામરામ, પૃથ્વીરાજ રાસામાં ખરૂંજ કહ્યું છે.

દોહરો.

દીન પલટયો પલટી ઘડી, પલટી હથ કબાન,
પીથલ એહિ પારખો, દીન પલટયો ચહુવાણ.

કુમાર મારૂં કહેવું તને ઝેર સમાન લાગતું હશે; પણ તે તારાજ સ્વાર્થ માટે છે. એમાં મારે કાંઇ સ્વાથ નથી, મને તો જંગલમાં રહેવું વધુ ગમે છે. કારણકે મારૂં અસલી સ્થાન તેજ છે.

તો જા, શા માટે ઘડી ઘડી આવી મને દાઝયા પર ડહામ જેવું બોલે છે? મને જેટલો તું, આનંદકારક હતો, એટલોજ દુઃખદાયક થઇ પડયો છે. જ્યારે ત્યારે એવું ટાયલું લઇ બેસે છે કે મને કંટાળો આવ્યા વીના રહેજ નહીં મારૂં મન પણ એજ નીશ્ચય કરે છે કે, આ તું નથી પણ તારી દશા બોલે છે.

છપો.

ગર્જે ગીરી જીન હાક, ખળભળે વન વિચરંતાં,
હરણ તરણ મુખ તજે, ધરણં પર લંગુર ગરતાં.
વનચર સૌ થરથરે; ઝરણ તજી દે રહિં તરસ્યાં.
દ્રષ્ટે જો દેખાય, તજે નહીં તે વિણ ભરખ્યાં.
તેના શીર જો સાસલું, કુદે ધરી ખુબ હોંસ.
ચીમન મન જાણે જરૂર કર્મ જાળનો દોષ.

પણ શીકાર ન હોય, સમય ન હોય, છતાંયે ગર્જના કરે ત્યારે સીંહ કહેવાય.–ના, શીકારીયોના હાથે પોતાનો શીકાર થઇ જાય ત્યાં સુધી પણ ન બોલે તેજ ખરો સીંહ.

મને તો એમ લાગે છે કે તું આજે છેલ્લી મુલાકાત લેવાને ઇરાદે આવેલ છે.

હા જો મારૂં કહેવું માને તો આ સ્થીતીની મુલાકાત છેલ્લી છે; નહિતર પછી ?

આપણી છેલ્લી મુલાકાત છે.

ના તેમ નહિ.

તો પછી ?

તારી આશાનાં તંતુ બધાં તુટી જશે.

તેમાં તને શું છે ?

કુમાર મેં તારૂં અન્ન ખાધું છે. માટેજ હું આટલી માથા કુટ કરૂં છું. વળી તારી માતાનો પુર્ણ ભરોસો મારા પર છે. તને તજી જાઉ તો મારાપર બે દોષ લાગે છે. એક તો વીશ્વાસઘાત, અને બીજો લુણ હરામ. એ બે મહા પાપ મહાત્માના પ્રસંગના પ્રતાપે હું જાણી શકું છું.

વારૂ, તો તું ચાહે છે શું ?

હું એ ચાહું છું કે, તને એકલાને લાવ્યો હતો અને સજોડે રાણીના ચરણે નમાડું. રાણી આશીષ દે. અને તે દેવી મને પુર્ણ સંતોષથી આશીર્વાદ આપે, એ સમય જોવા હું ચાહું છું.

તો પછી તેમ કરતો કેમ નથી ?

હું તો મારૂં કાર્ય બજાવી ચુકયો છું. હવે જે બાકી છે તે તારૂંજ કર્તવ્ય છે.

એટલે તે શું શું કર્યું ?

જો સાંભળ, તારી પત્નીનો પત્તો મેળવ્યો, તારા અશ્વનો પણ પત્તો મેળવ્યો. હવે તેને લાવવાનો પુર્ષાર્થ તારો જોઈયે.

મને તો ઇશ્વરે જો હાથપગ આપ્યા હોત તો હું બીરબલનો નાનો ભાઈજ થાત, પણ લાચાર!

શું કુસુમાવતી જીવંત છે.

હા, ભાઈ હા, અને તે નજીકમાંજ છે.

હેં નજીક કયાં છે!

અહિંથી છ માઇલનું જંગલ છે, તેમાં ત્રણ માઇલ ઉપર એક પહાડ આવે છે. તે પહાડ ઉપર તારી સ્ત્રી રહે છે.

તો પછી તું લાવ્યો કેમ નહી!

હું કેવી રીતે લાવું?

કેમ વારૂં!

મહા ભયંકર રાક્ષસો જેવા કેટલાક માણસો તે પહાડને ઘેરી બઠેલ છે.

એટલે એ આફતમાં છે!

હા. હા, આફતમાં છે. પણ તું શું કરી શકે તેમ છે?

ગંગારામ કોઇ પ્રયત્ને એક તરવાર કયાંકથી મને અપાવ પછી જો કે, હું શું નથી કરી શકતો!

તે સર્વ થશે. હાલ હું કહું તે કર.

શું કરૂં?

રૂષિકુમાર બની જા.

પણ એમ શા માટે કરવું જોઇયે? હું કાંઇ કાયર નથી.

જો ભાઈ, એકલા બળથી કાંઇ કામ થતું નથી. પણ કોઇ વખત કળની પણ જરૂર પડે છે.

જો સાંભળ.

કોઇ લખપતીને ઘેર છોકરો જન્મે એટલે તેની સાહ્યબીના પ્રમાણમાં ખોરાક અપાય કે ગળથુથી અપાય ?

અત્યારે દ્રષ્ટાન્ત–સીધાન્તનો સમય નથી.

તો કરો ફતેહ.

હાં, પણ ગંગારામ, ઘોડો કયાં છે, ઘોડો ?

ઘોડો પણ ત્યાંજ છે.

શું કુસમાવતી અને રેવંત બે સાથેજ રહે છે.

સ્થળ તો એકજ છે. પણ એકએકથી જુદા છે. એટલે–એ જંગલ બહારવટીઆની ગુપ્રાવાળું જંગલ કહેવાય છે. તે પહાડમાં બહારવટીયાઓની મોટી ટોળી રહે છે. તેની ગુફાનો રસ્તો ઘણોજ અગમ્ય છે.

ત્યાં ઘોડો અને કુસમાવતી કેમ ફસાયા ?

તેની ગુપ્રાનો રસ્તો પાણીમાંથી છે. એક નદી પહાડ ફોડી નીકળી છે.

તે સુરંગની મધ્ય વચ્ચે પહાડમાં ઘણીજ વીસ્તીર્ણ ગુફાં છે. તેમાં તારો અશ્વ અચાનક જઇ ચડયો. તે લોકોએ ગુપ્રાના એક ભાગમાં તેને પુરી માર્ગ બંધ કર્યો. અશ્વ ત્યાં ઝુરે જાય છે.

એવા અનુપમ અશ્વને એ લોકો પસંદ નથી કરતા ?

મજાહ તો એજ છે ને.

ના, ના, પણ એનું કારણ શું.

કુમાર, કુમાર, તું તો ખરેખર ભાગ્યશાળીજ છે. તને એક એક સાધન એવાં એવાં મળેલાં છે કે જે દેવોને પણ દુર્લભ હોય.

તારો અશ્વ કોઇને પાસેજ નથી આવવા દેતો. કેટલાક જણ હીંમત કરી પકડવા ગયેલ, પણ અત્યારે તેઓની લાશો અંધાય છે. પણ કોઇ લેવા જતું નથી.

શું તે માણસોને મારી નાંખે છે?

હાજી, જાણે જન્માજ ન હતા.

ત્યારે એને ઘાસ ચંદી કોણ આપતું હશે?

કુમાર સાહેબ આપ સાહેબના વિયોગમાં ત્રણે જીવ અહારનો ત્યાગ કરી બેઠેલ છે.

તો પછી તારી પાંખ કેમ કામ કરે છે?

આશાના તારને આધારે લટકતો ફરૂં છું.

અને કુસમાવતી તેમના હાથમાં કયાંથી આવી?

તેને એક માછલી ગળી ગઇ હતી, તે માછલી કીનારા તરફ આવી હશે ત્યાં કર્મ સંજોગે માછી મારોએ જાળ નાંખી હશે. તેમાં તે માછલી ફસાઇ. તેને તે લોકોએ ચીરી એટલે પેટમાંથી કુસમાવતી બેભાન સ્થીતીમાં તે લોકોને હાથ ગઇ. તે લોકોની સારવારથી પુર્ણ શુદ્ધીમાં આવી. પછી તે ઢીમરો કુસમાવતી પાસે લાકડાં, છાણાં વીણી મંગાવતા હતા, એક સમયે તે જંગલમાં ભુલી પડી દુર નીકળી ગઇ. ત્યાં એ દુષ્ટના કોઈ માણસો ફરતા હશે તે એને પકડી ગયા; પણ તે છે સુખી! તેને કોઇ જાતનું દુઃખ નથી.

હે ગંગારામ, આ તું શું કહે છે? કુસુમાવતિ પરપુરૂષના આશ્રયે સુખી છે?

કુમાર એમ આકળો થઇશ નહિ. એ લોકો તેનું મન મેળવવા એની ઇચ્છા વિરૂધ્ધ એક પણ આચરણ કરતા નથી. તે પણ દ્રઢપતિ વૃત ધરી પ્રેમની પ્રતિમા થઇ દુધ અથવા ફળ ભક્ષણથીજ સમય ગુજારે છે. વળી લાખો પક્ષીઓને દાણા નાંખવા અને પાણી પાવામાં શારિરીક તપ કરે છે. પતિ રટણની ધુન એ વાચીક તપ કરે છે. અને અન્ય ત્યાગથી માનસિક તપ કરે છે. કુમાર તું કોઇ પુર્વ પુન્યનો મહા બળવાન હોય તેમ લાગે છે. ચાલ, તૈયાર થા.

ગંગારામ મધરાત વિતી ગઇ છે. થોડીવાર ઠેરી જા, તો પછી જરા પ્રકાશ થશે. એટલે આપણે ચાલીશું. પણ મારી પાસે શમશેર તો નથી.

હાલ શમશેરની અગત્ય નથી.

ત્યારે શું કરવું?

જો હું જાણે તને જે જગ્યા બતાવું તે સ્થાને તું કોઇ રૂષી બાળ બની ધ્યાનસ્ત અવસ્થામાં બેસજે. તને કોઇ માર મારે ત્યાં સુધી પણ તારે આંખ પણ ન ઉઘાડવી કે ન બોલવું.

પછી?

તે પછીનું બધું કામ હું કરીશ. પણ તું ગભરાઇશ નહિ ત્યાં તને કોઇ મારશે નહિ એ તો હું તને એમ કહું છું કે

તું બોલી દઇશ તો આપણો દાવ બગડી જશે. માટે તારે તો દ્રઢ ધ્યાન લગાવવું. સમજ્યો ?

હાજી. કુમારની આંખ ઘેરાવા લાગી.

કુમાર તને નિંદ્રા આવે છે ?

હા, જરા એમ છે, ખરૂં.

ત્યારે તો તું ઉંઘવાનો ?

હા જરા એમ છે, ખરૂં.

અને ત્યાં નથી જવું ?

હા, જરા એમ છે, ખરૂં.

અરે મુર્ખ હજી એવોને એવોજ રહયો કે ?

હા, જરા એમ છે, ખરૂં !

હમો ત્રણે જણ નાહક રીબાઇએ છીયે કે ?

હા, જરા એમ છે, ખરૂં !

કુમાર. કુમાર શું આ તારા સત્ય વચન છે ?

હા, જરા એમ છે, ખરૂં.

અરે આતે ઉંઘમાં બોલે છે કે શું ?

હા, જરા એમ છે, ખરૂ.

દરેકનો જવાબ હા, જરા એમ છે, ખરૂં. એમ સાંભળી પોપટ ગુસ્સે થયો.

કુમારના અંગુઠે બચકું ભર્યું. કુમાર ચમકીને જાગી ઉઠયો. પોપટ ઉડીને દુર જતો રહયો. એથી કુમાર હસ્યો અને કહેવા લાગ્યો.

ગંગારામ ગભરાયો કે ?!

શું કરૂં ભાઈ? તું રહયો રાજબીજ અને હું તો દોઢ નવટાંકનો પોપટ! કયાંક તું ગુસ્સામાં આવી જરા જોશથી મારા પર હાથ મારે કે મારા તો સોયે વર્ષ પુરાં થઈ જાય! અને મનની બધી મનમાંજ રહી જાય! તો પછી છેડે છે કેમ?

કહયું નહિં કે તારી પાસેથી મારે કામ લેવું છે!

પણ તે અત્યારે શું છે?

જો જાણે પાછલી એક પ્રહર રાત્રી હશે તે વખતે તે બહારવટીયાઓ જ્યાં જ્યાં ગયા હશે ત્યાંથી ગુફામાં જશે. તે વખતે એક મોટું ભાલ તીલક કરી બગલા ભગત બની જા.

હા હા, પણ હજુ તો બહું વાર છે.

વારતો છે, પણ હજુ રસ્તો પણ ઘણો દુર છે ને?

કેટલો દુર છે?

જો જાણે કે બાબત એમ છે કે, અહીંથી બે માઈલ જેટલે દુર જવાનું છે. ચાર વાગતાં તો ત્યાં પહોંચવું જોઇએ. અને હાલ બે વાગ્યા હશે, એટલે ઉંઘવાનો ટાઇમ આપણને છેજ કયાં?

પણ મને તો અત્યારે સખત ઉંઘ આવે છે.

ઉંઘ આવતી હોય તો આંખો ધોઈ નાંખ?

ઠીક ત્યારે.

હાજી, કરો કંકુના.



# પ્રકરણ ૯ મું.

## ઋષીકુમારની અશ્વવીદ્યા.

### હરિગીત.

બળ બળદનું બંધાયલું છે,
રાશથી ખેડુત કરે.
અંકુશ થકી વશ થાય છે,
ગજરાજ જે શીર મદ ઝરે.
સીંહ સરખા જાળમાં જકડાય
બળ પરવશ કરી.
બળવાન સૌ તાબે ચીમન
કળ કોઇ જો જાણે કરી.

સવારના પહોરમાં પેલા બહારવટીયા કયાંકથી લુટ કરી આવતા હતા, ત્યાં રસ્તામાં ઠગભગત બની કુમાર વિજય બેઠેલ હતો, તેને જોઇ એ લોકો ચમકયા.

અલ્યા, આ કોણ હશે ?

કોણ જાણે કે એ અહીં શા માટે આવેલ હશે.

રખે કોઇ ચાલાકીથી આપણો પત્તો મેળવવા આવેલ હોય !

તેને બોલાવી તો જુવો, બોલવાપરથી સમજાશે.

અરે એતો સમજાઇજ ગયું છે. એને બાંધી લ્યો.

નાહક શા માટે ?

કેમ નાહક, આપણો માર્ગ જોઇ જશે. તેનું પરિણામ શું થાય ? તે કાંઈ વીચારશો કે નહિ ?

હા, હા, ભાઇ એ વાત તો ખરી છે. આપણે તો મામા કંસ જેવા સ્વભાવમાંજ લાભ. સાત છોકરામાંથી કો કાળ ? ! એ કેમ સમજાય ? માટે સાતેને મારવા એટલે ભેગુ તે પણ મરી જાય.

ત્યારે વિચાર શું કરો છો ? આપો મેથીપાક અને બાંધો હરામખોરને ?

જોઉં છું કે, એની સિદ્ધાઇ કયાં સુધી રહે છે, એમ બોલતા તે એકદમ ઋષીકુમારપર ધસી પડયા.

અલ્યા કોણ છે ? બોલ નહિતર જાણજે કે, તારી માને પેટ જનમ્યોજ ન હતો.

છતાં કુમાર કંઇ બોલ્યો નહિ. તેથી તે દુષ્ટોને ક્રોધ ચડયો અને એક જણે મોટો છરો કાઢયો. જય માતા ભવાની લેજે ભોગ.

સબુર ! દુષ્ટજનો ! સબુર !

હે અલ્યા કોણ બોલ્યું ?

કોણ જાણે અલ્યા કોઇ દેખાતું પણ નથી ! બધા વિચારમાં પડયા. આમ તેમ દોડી થોડે દુર જોયું તો પણ બોલનાર કોણ તે કંઇ સીધ્ધ ન થયું.

અલ્યા એ તો કાંક વપળો હશે. આ જંગલમાં એવા ચમત્કારો હોવાજ જોઇયે કારણકે, લાખો આશાભર્યાં માણુસો આ હાલતેજ મર્યાં હશે. કદાચ તે એમ કરે ખરાં ?

કાંઈ ફીકર નહિ, ડાકુને વળી ડરવું શું ? વધેરી નાંખો.

ફરી પાછો એ જવાન હાથમાં છરો લઇ દુરથી દોડતો આવી જેવો ઘા કરવા જાય છે. ત્યાં વળી પાછો અવાજ આવ્યો.

ખબરદાર ! ચંડાળો ? એનાપર ઘા કરશો તો તમારા હાથજ તુટી પડશે. જોતા નથી કે એ રૂષી કુમાર ધ્યાનમાં બેઠા છે. અરે એને નમન કરો કે તમારૂં ભલુ થશે. વળી તે મહા તપસ્વી પુર્ણ પ્રતાપશાળી રૂષી કુમાર અશ્વવિદ્યા તથા યુદ્ધકળાના ભંડાર છે. જો દુનિયામાં કંઇ નામના મેળવવી હોય તો તેમના ચેલા બનો. તે દયાળુ તમારાપર જો દયા કરે અને વિદ્યાદાન આપે તો તમારો જન્મ સફળ થશે. દુષ્ટો ? વિચાર કરો.

અલ્યા, આ શું ?

કોણ જાણે.

અલ્યા આ સાચું હશે ?

આપણે એની પરીક્ષા કરીએ.

શું પરીક્ષા કરશો ?

જો જાણે આપણી ગુફામાં પેલો અશ્વ છે એ માણસને દેખતાં મારી નાંખે છે. તે પાસે લઇ ચાલો.

જો એ અશ્વવિદ્યા જાણતો હશે તો આપણો ઘોડો વશ થશે અને એમ નહિ હોય તો આપણે કરવાનું કામ તે ઘોડોજ કરી લેશે.

હા ભાઇ, એ વિચાર ઠીક છે.

દરેકની સંમતી મળતાં એને ઉઠાવ્યો. થોડેક દુર જતાં નદી આવી ત્યાં હોડી તૈયાર હતી. ત્યાં લઈ જઈ કુમારને સારી રીતે ટેકણથી બેસાડયો. છતાં કુમાર તો હજુ તેજ સ્થિતિમાં કાયમ હતો.

હોડી સપાટાબંધ ચાલવા લાગી. થોડીવારે તે દરવાજો આવ્યો. ત્યાં સાંકળો પકડી હોડીને અટકાવવામાં આવી; મહારાજને પાછા ત્યાંથી ઉપાડયા. ગુફામાં લઈ ગયા. તેને જોઈ ગુફામાં બેઠેલ સરદાર કેમરે, આ મડદાને કેમ લાવ્યા છો ?

સરદાર સાહેબ ! આજે તો એક મહા ચમત્કાર થયો.

શું થયું ?

હમો આવતા હતા ત્યારે જંગલમાં આ માણસ આમજ જડવત બેઠેલ હતો. હમને એમાં ભેદ લાગ્યો એટલે મારવા ગયા. ત્યાં કોણ જાણે કયાંથી અવાજ આવ્યો કે એ મહા તપસ્વી છે અને અશ્વવિદ્યામાં કુશળ છે. જેથી એ આપણને ઉપયોગી છે. એમ ધારી અહીં લાવ્યા પણ તે સમાધીમાં જણાય છે.

હાજી, છે તેમજ.

તો પછી એમને જગડવા શી રીતે ?

અરે હાં, એ તો કાંઈ પુછયુંજ નહી.

મને એક વાત સુજે છે.

શું ?

એના કાનમાં મોટા અવાજે બુમ મારો.

પણ તે તો શ્રાપ આપે !

એ તો આપણે માફી માંગી લઇશું ?

પછી એક જુવાને કાનમાં મોટા અવાજે બુમ મારી, ઋષીરાજ મહારાજ ?

કુમાર ચમકી ઉઠયો, લાલ આંખ ચડાવી

અરે દુષ્ટ કાયકો હમારે ધ્યાનમેં ભંગ પડાયા ? અભી શાપ દેતા હું.

એ હાં હાં મહારાજ ક્ષમા, વડાને વિકાર ન હોય. ભર્યો ન છલકાય.

ઠીક હે, અભી તો મેં ક્ષમા કરતાં હું મગર ઔર કીસી ઋષી મહાત્માકો, સમાધીસે ઇસ તરાંહ નહિ જગાના નહિતર મારે જાઓગે.

બહુ સારૂ મહારાજ! પણ આપ અશ્વવિદ્યા જાણો છો?

હાં હાં, અશ્વવિદ્યા તો કયા ? મગર બશીકરણ મંત્રભી જાનતે હે. ગુપ્ત ધન દીખાતે હે.

ઔર ધનુર્વીદ્યાસે બડે બડે બીરનકો ચરનમેં ઝુકાતે હે.

તેની શાબીતી શું ?

કર દેખો મુકાબલા.

ના ના એમ તો નહિં.

ફીર આપ કહીયે ?

જુવો, જાણે હમારા હાથમાં એકે અશ્વ છે. તે કોઇને પણ હાથ સરખો અડકવા દેતો નથી, તેને વશ કરો, એટલે તુરત સાબીતી.

જબ દીખાઓ યે અશ્વ કહાંહૈ ?

તેને ઘોડા પાસે લઇ જવા સૌ ચાલ્યા. જે ખંડમાં અશ્વ પુરેલ હતો, તેનું દ્વાર અરધુક ખોલી મહારાજને અંદર ધકેલ્યા પછી બધા જોઇ રહયા કે હમણાંજ તેનો અંત આવશે. ઋષી અંદર ઘુસ્યા કે તુરત ઘોડો સામે આવ્યો. પ્રથમ તો રૂવાબમાં આવ્યો; પણ છેક નજીક આવતાં જાણે ઋષીના તપોબળે પ્રાણી સરખાને પણ ઝુકાવી દીધું. ઋષીયે તેનાપર હાથ ફેરવ્યો ઘોડો નીચી મુંડીયે જાણે ચરણ ચુંમ્બતો હોય તેમ જણાયું. આ દેખાવે લુટારાઓને ચકીતજ કરી નાંખ્યા, તેમને વીશ્વાસ આવ્યો કે, વશીકરણ પણ જરૂર આ જાણતોજ હશે. આપણે એ પણ અખત્રો પેલી યુવતીપર અજમાવીયે.

હા, એ ઠીક છે; પણ ઋપીને તે વાત પ્રથમ જણાવો. સરદાર બોલ્યો,

લ્યોને સાહેબ હુંજ કહું, મહારાજ બહાર પધારો ખાત્રી થઇ ચુકી.

અચ્છા ઔરભી કોઈ તપાસ કરલો ?

હા. પ્રભુ એક વાતની તો આપે ખાત્રી કરી આપી; પણ હવે એક બાકી છે, એ કરી બતાવો એટલે હમો સર્વે આપનીજ આજ્ઞા મુજબ વર્તવા કબુલ છીયે.

[illegible] હૈ [illegible] હૈ ?

[illegible]

ઐસાહે તો ઉસકો યા બોલાવ ?

હુકમ થતાંજ જાસુસો છુટયા, જોત જોતામાં તે બાઈને ઉઠાવી લાવ્યા.

પ્રિય વાંચક! અત્યાર સુધીના ટાઇમમાં ગંગારામ આ બાઇ પાસે ગયો હતો. તેને સર્વ વાતથી વાકેફ કરેલ હતી કે મેં તથા કુમારે આવી રીતની બાજી રચી છે, તેમાં તારે અમુક ભાગ લેવો.

બાઇએ આવતાંજ ઋષીને પ્રણામ કર્યા, પછી તે દુર ઉભી.

ઋષિયે હોઠ હલાવવા શરૂ કર્યાં કે તુરત બાઈનો ચહેરો બદલાવા લાગ્યો. થોડીકવારમાં તો મોટી બુમ મારી કહેવા લાગી કે ઓ! ઓ! મરૂં છું, બળું છું. ઓ રૂષીરાજ મને શું કામ બાળો છો? તમો કહો તેમ કરવા મંજુર છું.

દેખો ભાઈ, તુમારા નામ કયા?

મારૂં નામ ડાકુ સરદાર ધીરસીંહ.

ધીરસીંહ દેખો?

હા મહારાજ, આપ તો પ્રતાપી પુરૂષ છો.

મગર એક બાત હે!

શું? પ્રભુ કહોને, આપના તો અમો સદાને માટે ગુલામ છીએ.

અચ્છા અચ્છા દેખો; તુમારા તો કુછ નહિ હે, મગર મે [illegible]

ખુશીથી [illegible]

અરે એવું કહેવું તો હું [illegible] મંજુર કરૂં છું. જો એક

વાર તે હસીને પ્રેમભર ચક્ષુના ઇશારાથી મધુર શબ્દોમાં મારૂં મસ્તક માગે તો પણ હું આનંદથી ઉતારી આપું.

વાહ! વાહ! તુમભી અજબ પ્રેમી હો, બોલરે તું કયા ચાહતી હે ?

મારી ઇચ્છા એજ છે કે, આપ અશ્વવિદ્યામાં કુશળ છો. અને અત્રે એક અશ્વ પણ દેવાંરી આવ્યો છે. તે અશ્વપર તમે સ્વાર થાઓ અને મને તમારી પીઠ પાસે બેસાડો અને આપ અશ્વ ખેલાવો. એ પ્રમાણે ત્રણ દિવસ થાય ત્યાં સુધી અશ્વ ખેલાવો તો મારૂં મન માને.

હર હર હર હર! યે તુને કયા કહા. હમ ઓરતકુ છુતે નહિ.

તે તમે જાણો! હવે જો મને ખુશ કરવા તમો તમારૂં વચન પાળો તો માંગવાનું એજ છે. નહિ તો તમારૂં અને આ લુંટારાના સરદારનું વચન ખોટુંજ થયું.

હે નારી હમ તો રૂષિ હે હમકો તુમ કુચ્છભી કહેગી તોભી ક્રોધ નહિ આયગા. મગર યે સરદારકો બચનકા જુઠા કહેગા તો વો કુચ્છ ઓર બાત કર બેઠેગે.

બહારવટીયાનો સરદાર નમન કરતો બોલ્યો; મહારાજ! આપ હમારે વાસ્તે કૃપા કરીને એને પીઠપર બેસાડી રેવંત ખેલાવોને દયાળુ.

મહારાજ તે સાંભળી એકદમ ગુસ્સે થઇ બોલ્યા કે;

અય બેવકુફો? તુમ જયો કહતે ગયે વો હમને કર દીયા.

જબ તુમ તો મુઝે અપને ધર્મસે ભ્રષ્ટ કરના ચાહતે હો કી કયા?

અરે મહારાજ આપતો સમર્થ છો, સમર્થને દોષ હોય ખરો કે?

યું અચ્છા વોભી કબુલ. હાં મગર એક બાત સુનો?

શુ છે કહો?

તુમ સબ લોક તુમારી ગુફાકા ચારો તરફ માઈલ માઇલ અંતર પર ચોકી રખો. કયું કી દુસરા કોઇ દેખ જાય તો હમારી હાંશી હો જાય.

અરે મહારાજ એની આપ કંઇ ચીન્તાજ ન કરો.

નહીં તું ચોકી બૈઠાવ નહિતર હમ ન ચઢેંગે?

ઠીક મહારાજ આપ કહો તેમ કરૂં છું.

અશ્વપર જીન ચઢાવવા કુમાર જાય છે ત્યાં પોપટે સમસ્યા કરી,

દોહા.

વિણ અહારે દીન ગુજરે, થયા આજ ખટ માસ,
એને હાથ સુખાન છે, ઉગરશો શું આશ.

પોપટની માર્મીક વાણી કુમાર સમજ્યો.

સરદાર સાહેબ સવારે પણ આમજ થયું હતું.

મહારાજ એ કોણ બોલ્યું?

ભાઇયો સુનો ઇધર તુમારી કુલ દેવી હે.

હાજી, તેનું સ્થાપન આ ગુફામાંજ છે?

વો કહતી હે કી શુભ કામમે આગે હમારે નામપર અહીરાકી રેલછેલ કરકે જો કરોગે વો અચ્છા હોગા.

હાજી, હાજી, એમાં શું ?

અશ્વકોભી પીલાના ચાહિયે.

જેવી આપની ઇચ્છા.

દારૂના કેટલાક બાટલા આવી રજુ થયા. કુમારે દરેકને આજ્ઞા આપી. દેખો ભાઇઓ ઐસા સમય તુમકો ફીર ફીર નહિ મીલેગા. ઐસે મસ્ત હો જાઓ કી દેહ ધ્યાનભી મસ્તીમેં સમાય !

ઠીક મહારાજ ! દરેક જણ પીવા લાગ્યા, કુમારે એક બાટલો ઘોડાને પાઇ દીધો. કારણ કે ઘણા દિવસથી ભૂખ્યો છે. એટલે તે નીશાની મસ્તીમાં ચાલી શકે.

દોહરો.

જીવન અપાવે એજ તું રણમાંહી રેવંત,
ચુકે ચતુર જો આ સમ, ચારેનો અહિં અંત.

બાપ રેવંત ! હું જાણું છું કે તું ઘણા દિવસનો ભૂખ્યો છે. પણ આ મધુ પી મસ્ત થા. અને તારા માલીકના જીવન માટે આજનો દિવસ સંકટ ઉઠાવ. લે આ મદ્ય પી, માતો થા. આપણે સર્વે આજે મળ્યા છીએ. તારા વિના વિખરાઇ ગયાં હતાં. હવે જો તું હિંમત કરીશ તો કાયમને માટે ભેગા રહી શકીશું; નહિ તો જો હવે વિખરાઇશું તો કદી મળવાની આશા નથી. એ પ્રમાણે પીઠપર હાથ ફેરવતાં કહ્યું. પછી જીન માંડયું. ભગવતી ભવાનીને સલામ કરી. રેવંતપર રાંગ-વાળી. એટલે એ લોકોએ એ બાઇને રેવંતપર ઉંચકીને બેસાડી. અશ્વને ધીમે ધીમે ખેલાવતા બહાર નીકળ્યા. બધા

માણસો તેની આજુબાજુ ચાલતા હતા. પછી ઘોડાએ એકાદ વખત જાણી જોઇને ઠોકર ખાધી એટલે એ લોકો દુર ખસી ગયા. કારણ કે ઘણા દીવસનો ભૂખ્યો છે. વખતે પડી જાય તો વગાડે. કુમારે પહાડની આજુબાજુ બે ચકકર ધીમે ધીમે અશ્વ ફેરવ્યો. અને ત્રીજી વખતે ઘોડો જરા મસ્ત દેખાયો. એટલે એડી મારી દરેકને ઉંચા હાથ કરી જણાવ્યું કે: -

લ્યો, ભાઇઓ! મારૂં હતું તે હવે હું લઇ જાઇશ. તકલીફ માફ.

ઓ જાય! ઓ જાય! કરતાં તે દેખાતો પણ બંધ થયો.



# પ્રકરણ ૧૦ મું.



છપ્પો.

સોબતથી સમજાય પુરૂષની કંઇક પરીક્ષા.<br>
આકૃતી કહે સ્વભાવ, પ્રભાવે પુન્ય પરીક્ષા.<br>
કૃતી બતાવે કુળ, ઉંચ કે નીચ હોય તે,<br>
ઉચ્ચારે ઓળખાય, સોબતે અસર કહો તે.<br>
ભકત, શુરા, દાતા વળી, શઠ, નટ, ખટ કહેવાય,<br>
ચીમન પરીક્ષા સર્વની પ્રસંગ પડતાં થાય.

પ્રધાનજી ? બાળયોગીરાજ ન હોત તો કોણ જાણે કાલે પરિણામ આવત

હા, પ્રભુ કાલનો પ્રસંગ તો એવોજ હતો.

જો બાળયોગી તે સમયે ન હોય તો; આજે આ રાજ્ય દુશ્મનનાજ હાથમાં હોત.

હાજી, તે બરાબર છે.

પ્રિય પ્રધાન? આ યોગીરાજને રાજ ખટપટથી શું મતલબ હશે? શું તેમના મનમાં કાંઈ વાંચ્છના હશે?

ના પ્રભુ, એમ માનવામાં આપની ભુલ થાય છે કારણ કે:-

છપ્પો.

સજ્જન તણો સ્વભાવ, કરે પરમારથ પ્રિતે,
સ્વારથ વિણ વરસાદ, ગાય પય દે તે રીતે.
દ્વેષ ન લેશ તલાવ, કદી શુદ્ધ અશુદ્ધ ન પૂછે,
વૃક્ષ કરે ઉપકાર, તેહને સ્વારથ શું છે.
એ રીત્તે અવની મહિ, પરગજુ નર પરમાણીયે,
પુષ્પ કળી પીંખે ચીમન, છતાં સુગંધી પામીયે.

સત્ય છે પ્રધાન! પરમાર્થ એનુંજ નામ છે કે, જે કાર્યમાં પોતાને કાંઇ સ્વારથ ન હોય. અને બીજાના લાભ માટેજ મુસીબત ઉઠાવે.

હા, મહારાજ, એ વાત ખરી છે. અને સર્વ માણસ સમજે પણ છે. છતાંય તેમ કરવું તો મહા મુશ્કેલ છે.

પણ આ યોગીરાજ તો જેમ કોઇ ભેદી માણસ હોય તેમ મને ભાસે છે.

મારી ધારણા પણ તેવીજ છે. કારણ કે કદાચ સંતજન પરહિતમાં પ્રવર્તતો હોય છે. પણ વિરતાનું કાર્ય એનાથી ન બને. પ્રધાને જવાબ દીધો,

રાજા કહે, એ પણ સાધારણ રીતે નહિ પણ આખા અરીદળને એકલા હાથે હાર પમાડી શત્રુને શરણમાં આણ્યો. એ કાંઇ સાધારણ વિરતા નજ કહેવાય.

વળી પ્રધાન બોલ્યો કે, મહારાજ એ તો ઠીક, પણ આપણા ઘરમાંજ જે ભેદી જાળ હતી, તેનો પાર આપણે ન જાણી શકયા. તે પ્રથમ તો સર્વ ભેદ તેમણેજ જાણી લીધો.

અને જો એમ ન થયું હોત તો આજે હું અને મારૂં રાજ એમાંનું કંઇ પણ કાયમ કયાંથી રહેત, એ યોગીરાજના તો હું જેટલા ગુણ ગાઉં તેટલા ઓછાજ છે.

પ્રિય વાંચક, રાજા ભુપતસીંહ તથા પ્રધાન એ રીતે બાળ યોગીના વખાણ કરતા હતા અને તે વખાણ પણ યથાર્થજ હતાં, કારણ કે તે યોગીરાજે રાજા ભુપતસીંહ ઉપર ઘણા ઉપકારો કર્યા હતા. પ્રથમ તો રાજાને મરણના મોઢેથી બચાવ્યો. અને રાજાની નીર્બળ સ્થીતીનો લાભ લઇ તેનો એક અગદ શત્રુ મોટા લશ્કર સાથે ચડી આવેલ હતો તેનો પણ તે યોગીરાજે પરાજય કર્યો. જીતવાની આશાએ આવેલ બળવાન શત્રુને જીતી લીધો આથી દરેક જન એમજ માની બેઠા કે આ પરાક્રમ કોઇ યોગીનું નહિ, પણ આ કોઇ રાજવંશી પુરૂષ હોવો જોઇયે.

રાજા ભૂપતસીંહ અને પ્રધાન પણ તેજ વીષયની વાત કરતા હતા.

પ્રધાન કહે-મહારાજ આપનું પુર્વ પુન્ય મહા બળવાન છે જેના યોગે આ યોગી વેશમાં કોઇ દેવ આની રક્ષા કરે છે? જુવો! જુવો! યાદ કરતાંજ દેવે દર્શન દીધાં, બંને જણ ઉભા થઈ નમન કર્યું બાદ દરેક બેઠાં.

કયોં રાજન કયા બાત કરતે થે.

રાજા- પ્રભુ હમારાપર આપના થયેલ ઉપકારનો હિસાબ.

યોગી-હિસાબ કરકે ફીર કયા કરના ચાહતે હો?

રાજા-એજ મોટી ચીન્તા છે કે, તે ઉપકારની કીંમત આંકી શકાય તેમજ નથી.

યોગી-વોમેં બતાઉં

રાજા-તો તો પુર્ણ કૃપા.

યોગી-અચ્છા અભીમેં ઉસકા મોલ કેહ દું સો આપ દેંગે?

રાજા-જી હા, બાપના બોલથી.

યોગી-અચ્છા સુનો.

રાજા-ફરમાવો.

યોગી-શત્રુ રાજાકો મુકત કર દો.

રાજા-એમાં શું માગ્યું તમે તો મારા જીવનદાતા છો. અને આ રાજ્ય પણ તમારૂંજ આપેલ છે, એટલે તન, મન, અને ધન એ સર્વપર આપનો સંપુર્ણ અધિકાર છે.

યોગી-અચ્છા સુનો વો તુમારી રાણી ઔર દાસીકે બીચે કયા અભીપ્રાય હે?

રાજા-આપની ઈચ્છા,

ચોગી–દાસીકો હાજર કર (ચોપદાર તરફ ઇશારતથી કહ્યું પછી ચોપદારે દાસીને હાજર કરી.)

કયું બાઈસાહેબ ઠીક હેના (દાસીયે ઠીક છે ઠીક ચોગી રાજ એમ કહ્યું હતું તેની યાદી આપતાં ચોગીયે પુછ્યું.)

પ્રિય વાંચક, આ પ્રશ્ન દાસીને હાડોહાડ લાગી ગયો. પણ કરે શું; માત્ર સાણસામાં સપડાયેલ સર્પણી છીકો મારે તેમ તે પણ ઘડી ઘડી મોટા મોટા શ્વાસ તાણતી હતી.

ચોગી–કયો રાનીજીકી મુખ્ય સલાહકાર સખી ! કયા જવાબ દેતે હો.

દાસી–આપ શું પુછો છો ?

ચોગી–મેં વો પુછતા હું કી રાજાજીકો ઝેહર દેનેકા સબબ !

દાસી–રાણીના કહેવાથી.

ચોગી–દેખ સચ્ચા કહેના. સત્યમેવજ્યતે. સત્ય કહેનેસેં તેરા બચાવ હોગા.

દાસી–એમ નહિ; પણ મને અભય વચન આપો તો હું દરેક બીના સાચેસાચી કહીશ.

નહિં તો ? પ્રધાન વચ્ચે બોલી ઉઠયો.

દાસી–તમો જે બીના જાણો છો તે કદાચ મને કાઇબી રીતે પૂછી લેશો. પણ જે બીના તમો સર્વની કલ્પના બહાર છે ? તે કેવી રીતે જાણશો ?

કલ્પના બહાર શું બીના છે ? પ્રધાને પૂછ્યું.

તે એવી એવી ગુપ્ત ઘટનાઓ છે કે, જેનો ભેદ હું અને રાણી વિલાસવતી સિવાય કોઇપણ જાણતું નથી.

અને કદાચ અભય વરદાન લેવા પુરતોજ તારો આ પ્રપંચ હશે તો?

તો મને ચાહે તો ફાંસીએ મારજો યા તોપે બાંધજો.

વારૂ, જા તને અભય વરદાન આપું છું. સત્ય કહે. રાજાએ કહ્યું.

તો સાંભળો પ્રભૂ:-

મગર દેખ. કલ્પનાસે બહારકી બાત ન હોગી તો ફાંસી મીલેગી. યોગીયે કહ્યું.

બહુ સારૂં. પણ કદાચ આપ મારી વાત જાણ્યા પછી કહેશો કે એ તો હું જાણું છું તો પછી?

યોગી-હમ કભી જુઠ નહિ કહેગે.

દાસી-પણ પ્રથમ તમારી સર્વ ધારણાની ખાત્રી કરી જુવો.

યોગી-વોભી ઠીક હે. અચ્છા રાજાજીકો ઝેહર દેનેકા સબબ.

દાસી-આજકાલ કરતાં પચીસ વર્ષ થયાં પણજે બાબત માટે અનેક પ્રકારના પ્રપંચ રચાયા. ઘણાં અઘટિત કાર્યો થયાં પણ કરવાનું કાર્ય અધુરૂંજ રહ્યું.

તે શું? પ્રધાને પૂછ્યું.

વાઘાજીને રાજ્યાભિષેક.

યોગી-પ્રપંચકા કારન યહિ.

હાજી, દાસીએ કહ્યું.

કુમાર વિજયકો દેશનીકાલ કીસ તરેહસે હુવા સો કુચ્છ માલુમ હે.

હાજી, તે વાતને ઉત્પન્ન કરનાર પણ વાઘાજીની ભાગ્ય

વિધાતા તેની માતા પોતાના પુત્રની હરિપ્રાઇમાં સર્વ વાતે એ પ્રાવી જતો હતો.

રાજા અને પ્રજાનો પોતે પ્રેમ જીતી લીધો છે. વળી ભવીશ્યે રાજ્ય પણ તેજ લેશે માટે તેને દુર કરવો.

યોગી–ફીર ?

પછી રાજાને મદપાઈ બેહોશ કર્યા. મેં એક બનાવટી ચીઠી બનાવી તે પર રાણીએ રાજાની સહિ કરાવી મેં તે બજાવી.

પછી પ્રધાને પુછયું ?

પછી રાજા હયાત એટલે વાત અટકી. તેથી રાજાના ખોરાકમાં એવી જાતની દવા નાંખી કે તે દીવસે દીવસે બીમારીથી ઘેરાયા.

હાં ફીર આગે ? યોગીયે પુછયુ.

છેલ્લે દીવસે મામલો ખલાસ થાત; પણ કર્મ સંજોગે તે વાતનું પોગળ તમો જાણી ગયા અને મહારાજા બચી ગયા.

વો બાત સબકોઇ જાનતાહે. ઉસમે નયી બાત કયા હે.

દરેક બીના સાચી સાચી આપને કહી છે. હવે દયા કરી મને માફ કરો.

નહિ કભી નહિ ઔર કુચ્છ નયા બતા.

એ શીવાય હું બીજું કાંઇ જાણુતી નથી.

ઉસ બાતસે તેરા ગુના માફ ન હોગા. અગર જીના ચાહતી હે તો કુચ્છ ઔર ભેદી બાત બતા ?

એ સાંભળી દાસી વિચારમાં પડી. તે જાણે પોતાનો જાન

અચાવા કંઇ કહે છે પણ બોલવા પહેલાંજ જાણે કોઇ તેનું મોં દબાવતું હોય તેમ તેની ચેષ્ટા જણાવા લાગી.

દેખ, સચ્ચા કહેનેમેં ડરના નહિ.

દાસીયે ધાર્યું કે ડુબ્યા ઉપર બે વાંસ. જો બચી જઇશું તો ઠીક છે, નહિ તો મરવાનું તો મોડા વહેલા દરેકને માથે છેજ તો પછો વિચાર શું.? કહિજ દઉં એમ ધારી તેણે પોતાની દુષ્ટ કૃતીની કથા શરૂ કરી.

### ચોપાઇ.

સુણી વાત કરશોમાં રીસ, વર્ષ જેહને થયાં પચીશ,
સંતતી વીણ ભૂપત ભૂપ હતા, જોગી જતીને બહુ પુજતા.
પુન્ય ઉદય પામ્યું દીન એક, ભેટયો પરમ પવિત્રજ ભેખ,
સેવાથી પામી સંતોષ, હણ્યો રાયના મનનો સોચ.
ભસ્મગુટિકા નરને દીધ, નગર તજી તે ચાલ્યા સીધ,
બે રાણી રાજાને હતી, ભસ્મ વહેંચી આપ ભાગથી.
કહ્યું ખાઓ પ્રેમે જો તમો, તો થઇએ સુત તાતજ હમો.

યોગી–કહ્યું રાજન યે બાત સચ્ચા હે.
રાજા–વાત તો સાચી પણ એથી શું ?
દાસી–તમો સાંભળો જાઓ.

[illegible]

[illegible] ,
રૂપ રંગમાં દીપતો, પ્રસવ્યો ગુણીયલ બાળ.

અને વિલાસવતીએ તે પ્રસાદનો અનાદર કર્યો? રાજાએ પુછ્યું.

નાજી, ખાધો હતો. પણ જુની રાણીની ઇર્ષા દશાવતાં મેં કહ્યું કે એ પુત્રવતી થશે, તો તમારો કોઈ ભાવજ નહિ પુછે. એ પ્રમાણે દસ બાર દીવસ તેને ઉસ્કેરી ત્યારે તેણે ખાધો, પણ મનથી તો નહિજ.

રાજા—હાં પછી શું થયું?

દાસી,

ચોપાઇ.

પછી થયું તે કહું સાંભળો સ્વભાવના કરતા આકળો
વિજય જન્મની ફરી વધાઇ કપટ જાળ ત્યાંથીજ રચાઇ.

તે શું? પ્રધાને પુછ્યું.

દાસી—પ્રથમ જન્મે તે યુવરાજ એ રીવાજ. મુજબ વિજયને યુવરાજપદ મળે એટલે માન પણ યશોમતીનુંજ વધે. એ દ્વેશથી મારો પુત્ર વિજય કરતાં બમણી ઉમરે હતો તે એણે પોતાનો કરી વધાઇ ફેલાવી.

હાં પણ તે વધાઈ તો પ્રથમ વિજયકુમારનીજ ફરી પછી વધાઈ ફરી તેને મોટો કેની રીતે મનાવો.

પ્રધાને એ પ્રમાણે પુછ્યું.

[illegible] હાસ [illegible]
[illegible]
[illegible] રહે-
નાર દાસીઓ સીવાય બીજું કોઈ બાર દીવસ .પ્રથમ જાણે

અથવા તેનો પિતા આ વાત બાર દીવસ પ્રથમ જાણશે તો મોટું નુકશાન થશે.

એ પ્રમાણે કૃત્રિમ વાતની બનાવટ કરી વિજયકુમારની સાથેજ તે વધાઈ ફેલાવી; પણ કુમાર આજે બાર દીવસનો થયો છે એ પણ કહેવામાં આવતું હતું

પ્રધાન–પછી રાણીને શું અવતર્યું?

પુત્ર. દાસીએ કહ્યું.

તે પુત્ર કયાં ગયો ? રાજાએ પુછયું.

એ તો; દાસી બોલતાં અટકી.

રાજા–ગભરાઈશ નહિ. જે હોય તે ખરેખરૂં કહે?

એને તો મેં જંગલમાં મુકયો હતો.

અને આ વાઘાજી તે તારોજ પુત્ર કે ?

હા, પ્રભુ.

મને શક હતો કે, રાજબીજ આવું ન હોય; તે શંકા સાચીજ ઠરી. પ્રધાને કહ્યું.

હાજી, તે કુમાર ઘણોજ ખુબસુરત હતો. પણ નીરઉપાયે તેમ કરવું પડયું. દાસીએ કહ્યું.

રાજાની આંખમાં પાણી આવી ગયું. તે કહેવા લાગ્યા કે, દુષ્ટા તેંજ મારા વંશવૃક્ષની જડ શોધીને કાપી છે. મારા બંને કુમારો તેંજ મારાથી વિમુખ કર્યા. શું કરૂં ? એમ કહી દાંત પીસી રાજાએ તરવાર ખેંચી.

હાં, હાં, મહારાજ ! એને અભયદાન અપાઇ ગયું છે.

વળી આપ ક્ષત્રીય છો. અને તે સ્ત્રી જાતી છે. સ્ત્રી ઉપર ઘા કરતાં તમારી શમશેરને કલંક લાગશે. પછી

દાસીને જન્મટીપની સજા કરી. અને રાણીને કાલે ગરદન મારવાનો હુકમ કર્યો.



# પ્રકરણ ૧૧ મું.

## નવીન વધાઇ.



દોહરા.

સમય સમય રંગત ફરે. જ્યું છાયા અરૂતાપ,
રજ પરવત પલ એકમેં, હરિ થલ જલ, અનમાપ.

વધાઇ મહારાજા નવીન વધાઈ.

શું વધાઇ છે?

માળી કહે, વિજયસીંહ બાપુ પધાર્યા છે.

હે! શું મારો વિજય આવ્યો?

હાજી, અને સાથે જનાનો છે.

જનાનો કોનો?

કુમારશ્રીનોજ, હશે! પ્રધાને જવાબ દીધો.

પ્રિય વાંચક વિજયનું નામ સાંભળતાંજ રાજાને નવિન જીવન મળ્યું હોય તેમ તે એકદમ હર્ષઘેલો થઇ ગયો. તે અધિરતાથી કહેવા લાગ્યો કેઃ—

પ્રિય પ્રધાન! જાવ! જાવ! વાર ન કરો. એકદમ એને વધાવી લાવો. તેનું મુખ જોયે મને ઘણા દીવસ થયા છે.

અરે કોઇ દાસીને મોકલી તેની માતાને આ વધાઈ

સાંભળાવો કે તે પણ આનંદની લેહેરનો અનુભવ કરે.

રાણીને પણ વધાઇ પોહોંચી ચુકી. રાજા કરતાં રાણીને આ વધાઈ ઘણીજ આનંદ દાતા થઇ પડી.

વધાઇ આપનારને તેણે તુર્તજ પોતાના ગળાનો હાર બક્ષીસ આપ્યા.

આ વાત એકદમ આખા નગરમાં પ્રસરી ગઇ. નગર જનોના આનંદનો પણ પાર રહયો નહિ. નોબતો, પણ નવીન નાદથી આનંદ વધાઇના ગીત ગાતી હતી? અહાહા, આજનો દીવસ પણ નવીન આનંદનાજ કીરણો ફેંકી રહેલ છે. બાળયોગીની મુખાકૃતીપર પણ પુર્ણ આનંદ છવાઇ રહેલ હતો થોડીજવારમાં સવારી તૈયાર થઇ.

નગરજનો પણ નવાં વસ્ત્રો ધારણ કરી મંગળ પ્રસંગનો ભાગ લેવા આવી પહોંચ્યા.

રાણી પણ મ્યાનામાં બેશી આવી પહોંચ્યાં. દરેક કુમારને વધાવા ચાલ્યાં. કુમારે બગીચામાં ઉતારો કરેલ હતો. ત્યાં યશોમતિ સોથી પ્રથમ ગઇ. તે પછી બાળયોગી પણ સ્વારીની સોબત તજી અધીરપણે એકલાજ જઇ પહોંચ્યા. રાજાનું મન પણ તેમ કરવા ઉસ્કેરાયું. સવારીમાં પણ તેમજ થયું. બાગમાં જઇ દરેક જણ વિજયને મળ્યાં સવારી ત્યાંથી શરૂ થઇ.

કુમારને ગજપર પધરાવ્યા પ્રજાજનો પણ યુવરાજ વીજય સીંહના જય, એ પ્રમાણે ધ્વની કરવા લાગ્યા. કુસમાવતીને યશોમતી સાથે મ્યાનામાં બેસાડી નગર તરફ રવાના થયા. થોડીક વારમાં તો રાજ મહાલય નજીક આવ્યા. સવારી ત્યાંજ ઉતરવાની હતી. કુમાર નીચે ઉતર્યા. રાજા ઉતરે છે ત્યાં તો

સામેથી સીધ મહારાજ દેખાયા. તેને જોઇ રાજા સામે જઈ તે સીધના ચરણમાં મસ્તક નમાવી વંદન કર્યું.

પ્રિય વાંચક આ સીધ ભસ્મ ગુટીકા આપી હતી તેજ હતા. તેના અચાનક આગમનથી આ આનંદમાં ઘણોજ વધારો થયો. પોપટ કુમાર કુમાર મને પીંજરામાંથી છોડ ! મારા ગુરૂ પધાર્યા છે. કુમારે પીંજરૂં ઉઘાડયું કે તુરત પોપટ તે સીધનાં ચરણ ચાટવા લાગ્યો

સર્વજન પોપટની કૃતીથી અજાયબ થયા કે આ પક્ષીમાં આટલું બધું જ્ઞાન કયાંથી ?

કયું નહી ? ઓ હમારા શીષ્ય હે ! પણ મહારાજ એ પક્ષી છે, છતાં.

રાજ મહાલયમાં સીધ સહિત રાજમંડળ ગયું:

સીધ–કયાં ગંગારામ તેરી ઈચ્છા પુરન ભઈ

પોપટ જી હાં પ્રભુ ? કૃપા કરકે અબ ઇસ પીંજરેસે છુડાઈ યે.

રાજા મહારાજ આપ શું કહો છો ? એને વળી ઇચ્છા શું

નહિ રાજન ? ઉસકા અનુભવ તેરા કુમારકો હે. કુમાર શું અનુભવ ?

પિતાજી મારો જીવન દાતા અગર ભાગ્ય વિધાતા જે કહું તે એ પોપટજ છે.

હ ? શું પોપટ એટલો પરાક્રમી ?

રાજન એ પોપટ નહિ હે. વો મેરા પટ શીષ્ય હે.

પક્ષી ? અને વળી પટ્ટશીષ્ય ! આ શું કહો છો ?

તું માનતા નહિં હે. દેખ.

ગુરુએ ગંગારામપર એક અંજલી પાણી છાંટયું તે એક

રૂષી બાળના રૂપમાં દેખાવા લાગ્યો જેથી દરેકને ઘણું અજાયબ લાગ્યું. ગુરૂએ ખુલાસો કરતાં કહયું કે:—

દેખો યે મેરા શીષ્ય હે. ઉસને એકદીન જીકર, કીયા રાજકી ખટપટકા અનુભવ કરવા દો મહારાજ! ગુરૂ કા યે ધર્મ હે કી શીષ્ય કી શંકા નીવારન કરના યે ધર્માનુસાર મેરા રામને ઉસકો પોપટ બનાયા. ફીર ઉસકો યહા લે આયા? તુમે ભસ્મ ગુટીકા દીની વો ભી મેરે શીષ્ય કો રાજ્ય ખટપટ કી ઉત્પત્તી સ્થીતિકા પુર્ણ અનુભવ કે વાતે.

પ્રધાન બોલ્યો બરાબર છે. દાસી રૂપાળી પણ કહેતી હતી કે, આ રાજ ખટપટ–ભસ્મ ગુટીકાથીજ સરૂ થઇ છે.

વાહરે વાહ! આપ ગુરૂ ચેલાની રમતમાં મારા જેવા દીન-માણસનું કલ્યાણ થઈ ગયું.

રાજા બોલ્યો પ્રભુ આ મંગળ પ્રસંગે આપનાજ હસ્તે કુમાર વિજયને રાજ્યાભીષેક કરો એટલે રાજ ખટપટની પોથી પુરી થાય.

પછી કુમાર બોલ્યો. પ્રધાનજી સર્વને હું મળ્યો. આજે નવી જીંદગીનો અનુભવ લીધો. પણ મારો પ્રાણ પ્રીય મીત્ર રમણ કયાં છે?

એ શબ્દથી પ્રધાનને જરા આઘાત થયો. તેણે નીશ્વાશ નાંખી કુમારને કહ્યું તમારા ગયા પછી તે થોડા દીવસ બાદ ગુમ થયો છે. કયાં ગયો ને કયાં નાહિ તેનો બીલકુલ પત્તોજ નથી. એ સાંભળી કુમારને પણ જરા ખેદ થયો પ્રધાન અને કુમારને શોકાતુર જોઇ બાળયોગીજી એકદમ ઉભા થઇ શોક ન કરો!

( એમ બોલતો કફની ફેંકી દીધી બનાવટી જટા ફેંકી દીધી અને ) આ રહયો આપનો દાસ. અહિંજ હાજર છે. તે બાળયોગી રાજના રૂપમાંથી રમણ જાહેર થયો. પછી તેને પણ સર્વે પ્રેમથી ભેટયા, રાજાએ તેનાં ઘણાં વખાણ કર્યાં.

પ્રધાનજી તમો વાણીયા છતાં તમારો પુત્ર આવો પરાક્રમી ?

મહારાજ એ તુર્તનું જનમેલ બાળક મારી એક દાસીને જડયું હતુ ! હું પુત્રહિન હતો. તેથી મેં એને મોટો કર્યો પણ તેની કૃતીથી મને ખાત્રી થાય છે કે તે કોઇ રાજબીજ છે. તે સાંભળી ગંગારામ–કે જે પોપટ મટી ઋષિ બન્યો. તે બોલ્યો એજ ખરી રાજખટપટ એ પુત્ર મહારાજા ભૂપતસીંહનો છે. વિલાસવતીની કુખે જનમેલો પુત્ર એ સાંભળી રાજાના આનંદનો તો પારજ રહયો નહિ. તેને એકદમ ઉંચકી લીધો પ્રેમ ભર્યા બે ત્રણ ચુંબન લીધાં. વિજયનો પણ આનંદ છલકાવા લાગ્યો. ભાવતું હોય ને વળી વૈદે કહ્યું. પછી બાકી શું ? આ પ્રસંગ તો ખરેખર અમુલ્યજ હતો પછી પ્રધાન બોલ્યો. મહારાજા આવો કીંમતી સમય નકામો ન જવા દો. ઋષિરાજના હાથેજ કુમાર વિજયસીંહને રાજ્યાભીશેક કરાવો.

સર્વ સાહિત્યની તૈયારી કરાવી ઋષિરાજના હાથે કુમારને રાજ તીલક કરાવ્યું.

બંધીવાનોને મુકત કર્યાં. યાચક તથા વિપ્રવૃંદને ઘણીજ

મોટી મોટી બક્ષીસો મલી તે લોકો પણ શુભ અશીષ વરસાવતા ચાલ્યા.

દોહરો.

સુખ સંપત નીશદીન વધો, સિદ્ધ હજો મનકામ,
શાન્તિમાં તનમન રહે, જીવો ચમન ગુણધામ.

ॐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ

## સમાપ્ત.



## અગાઉથી થયેલા ગ્રાહકોના મુબારક નામ

| નકલ | નામ |
|---|---|
| | **સુરત.** |
| ૨૫ | મંછારામ મુળચંદ સાળવી. |
| ૧૫ | બારોટ નથુરામ ગીરધર |
| ૧૦ | હીરાલાલ ગોરધનદાસ સાળવી |
| ૨ | મગન સદા હજામ |
| ૨ | સેધા સદા હજામ |
| ૨ | ડાહ્યાભાઇ ગોવિંદજી |
| ૨ | મગનલાલ ફીલાભાઈ પટેલ |
| ૨ | મોતિલાલ ડાહ્યાભાઇ પટેલ |
| ૨ | રામચંદ મગન હજામ |
| ૨ | ભીખાભાઇ પેનુભાઇ સાળવી |
| ૧ | પુનમચંદ કચરાચંદ સાળવી |

૧ બાબુલાલ નરોતમ સાળવી
૧ ઇશ્વર હરિ હજામ
૧ અમથાભાઇ જેઠાભાઇ સાળવી
૧ લલ્લુભાઇ વનમાળીદાસ પટેલ
૧ હીરાલાલ વશરામ ભાટીયા
૧ અંબારામ હરકીશન પટેલ
૧ સોમાભાઇ શંકરદાસ હજામ
૧ વિઠલ હેમા હજામ
૧ ભુખણદાસ ત્રીભોવનદાસ ઘાંચી
૧ શીવલાલ મગન સાળવી
૧ બારોટ સીતારામ ત્રીભોવનદાસ
૧ રામુભાઇ કેશવભાઇ સાળવી
૧ છગનલાલ પરશોતમદાસ ઘાંચી
૧ મોદી ફકીરચંદ ઘાંચી
૧ ગીરધર નાનજી ઠક્કર
૧ સમરથસીંગ ધુલાસીંગ પરમાર
૧ બારોટ કેચરાજી ગોવિંદજી
૧ કીસાભાઇ બાઇજી પટેલ
૧ નરોતમદાસ દયાળજી બ્રહ્મક્ષત્રી
૧ સોમાભાઇ નારાણદાસ પટેલ
૧ બાબુરાવ ચીમનરાવ દક્ષણી
૧ મનુભાઇ વલ્લભભાઇ કાપડીયા

૧ ઉમરમીયાં એહમદમીયાં જરીવાલા
૧ ચુનીલાલ ઉમેદભાઇ પટેલ
૧ પરસોતમદાસ અમથા મોદી
૧ ગણપતરામ મનસુખરામ મોદી
૧ છોટાલાલ મોહનલાલ
૧ શંકરરાવ દક્ષણી
૧ રતીલાલ દુર્લભરામ ચેવલીવાળા
૧ હરગોવનદાસ નરસીંહ બ્રહ્મભટ્ટ
૧ ચંદ્રસેન મોતીલાલ ઘાસવાળા

**શ્રી દેશી નાટક સમાજ બ્રાંચ.**

૧ લાલજીભાઇ બાપુજી નાયક
૧ કેશવલાલ અંબારામ નાયક
૧ ભલજીભાઇ મોતીરામ નાયક
૧ છગનલાલ શીવરામ નાયક
૧ માસ્તર નરોતમદાસ દુર્લભદાસ નાયક
૧ ગોવર્ધનદાસ કેવળદાસ નાયક
૧ અંબાશંકર દલસુખરામ માસ્તર
૧ છોટાલાલ મગનલાલ દવે
૧ પ્રભાશંકર જેશંકર મેતા
૧ પ્રભુદાસ અંબારામ નાયક
૧ ભાઇશંકર દયાળજી વૈદ
૧ મોહનલાલ ગોવિંદરામ પંડ્યા
૧ શીવલાલ મોહનલાલ નાયક

શ્રી.

નવિન વધામણી ! વાર્તાના શોખીનોને ! અમુલ્ય તક

# પ્રેમની પ્રતિમા

યાને

# મોહિની મંત્ર.

એ નામનું એક રસીલું નોવેલ ટુંક સમયમાં છપાઇ બહાર પડશે. જેમાં વિર, શ્રૃંગાર અને હાસ્ય રસનો ભંડાર કહિયે તો પણ ચાલે તેમ છે. બોધવચન અને સમયસુચકતાનો પંથ દરશાવનાર આ નોવેલ દરેક સજ્જનો તથા સ્ત્રી વર્ગને પણ ઘણુંજ ઉપયોગી છે, જેમાં પતિભકિતનો પ્રભાવ ત્થા સંસાર સુધારાની ચાવી રૂપ થઇ પડે તેવી બાબતો દર્શાવેલ છે.

છપાઇ બહાર પડશે ત્યારે તેની કીંમત રૂપિયો સવા થશે; અગાઉથી એક રૂપિયો મોકલનારનું નામ ( બુકની અંદર ) આશ્રયદાતા તરીકે છાપવામાં આવશે અને બુક તૈયાર થતાં તે ગ્રાહકને ઘેર બેઠાં પહોંચાડવામાં આવશે.

સદરહુ બુકમાં જાહેર ખબર સસ્તે ભાવે છાપવામાં આવશે; ઇચ્છા હોય તો મળો યા લખો:—

કુબેરદાસ ઉર્ફે ચીમનલાલ હાથીભાઇ બ્રહ્મભટ્ટ

દીલ્લી ગેટ, હવાડા સામે, નવી ચાલી—સુરત.